# પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનું આહ્નિક.

---

ૃત્તિ ચોથી

ત ૮૦૦૦

પ્રકાશક—

વિદ્યાવિભાગ

કાંકરોલી



तृ० पी० गो० श्रीव्रजभूषणलालजी, कांकरोली.

जन्म, सं० १९६८ फाल्गुन कृ० २

श्री महेश प्रेस, नाथद्वारा.

श्री द्वारकेशो जयति

( श्रीद्वा. प्र. माला पुष्प ३ )

# પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનું આહ્નિક.

મૂલ લેખક :

પં. પુરૂષોત્તમ પીતામ્બર શાસ્ત્રી

શુદ્ધાદ્વૈત વિશારદ

( શહેરા નિવાસી )

પ્રકાશક:—

પો. કણ્ઠમણિ શાસ્ત્રી

સંચાલક

વિદ્યાવિભાગ-કાંકરોલી

મૂલ્ય

૧ આના

સંવત ૧૯૯૬

પૌષ કૃષ્ણ ૯

# —:અનુક્રમણિકા:—

# दो शब्द

आज प्रस्तुत पुस्तक का चतुर्थ संस्करण प्रकाशित करते हुए हमें परमहर्ष होता है। यह पुस्तक तृतीय पीठाधीश्वर गो. श्री व्रजभूषणलालजी महाराज की आज्ञासे ब्रह्मसम्बन्ध दीक्षा लेनेवाले वैष्णवोंको प्रदेश भंडारसे दीक्षा के अनन्तर विना मूल्य भी वितरण की जाती है।

अभीतक इस के निम्नलिखित संस्करण प्रकाशित हो चुके है।

| | | | | |
|---|---|---|---|---|
| प्र. सं. | संवत् | १९८६ | २००० | एकत्र १९००० प्रति |
| द्वि. सं. | ,, | १९८८ | ४००० | |
| तृ. सं. | ,, | १९९१ | ५००० | |
| च. सं. | ,, | १९९६ | ८००० | |

गत तीन संस्करणों के लेखक पं. जटाशंकर शास्त्रीजी शु० धाफा निवासी थे, पर इस संस्करण के लेखक पं. पुरुषोत्तम पीताम्बरजी शास्त्री ( शेहरा निवासी ) निर्वाचित किये गये हैं। शास्त्रीजोने परिश्रम और निःस्वार्थ सेवाभावसे प्रस्तुत संस्करण तयार किया है। यद्यपि उन्होंने शास्त्रीय एवं वैज्ञानिक विवेचन के साथ इसका नव्य संस्करण तयार कियाथा, पर पुस्तक का कलेवर बढजाने के भय एवं यूरोपीय महायुद्धके कारण कागजका मूल्य अधिक होजाने के कारण हमें उसे विवश होकर संक्षिप्त करना पडा है, और कुछ आवश्यक अंश छोड देनाभी पडा है। प्रेसकापी तयार करनेमें और प्रूफ संशोधनमें 'वार्ता साहित्य' के सम्पादक श्री द्वारकादासजी नेभी परिश्रम किया है तदर्थ दोनों महानुभाव हमारे

धन्यवादार्ह हैं। इसमें यथावदुपलब्ध श्रीद्वारकेशजी रचित नामामृतस्तोत्र जो अभीतक अप्राप्त और अप्रकाशित था, प्रकाशित किया गया है।

यह पुस्तक अप्राप्य होजाने के बाद प्रायः १।। वर्ष के विलम्बसे निकल रही है जिसके लिये हम क्षमा याचना करते हैं। इसके प्रकाशन में फिरभी विलम्ब होता, यदि श्री उत्सवलालभाई ( डभोइ ) हमे चेतावनी न देते। अस्तु. प्रभु के अनुग्रह से इसे आज हम वैष्णवोंके समक्ष उपस्थित कर रहे हैं। इसमें जहां तक बन पडा है प्रायःसभी प्रासङ्गिक विषयों का वर्णन दे दिया गया है, फिरभी शीघ्रता वश अनेक अंश छूट गये है, जो अगले संस्करण में यथासंभव प्रकाशित किये जा सकेंगे।

**पो. कंठमणि शास्त्री**
**संचालक**
**विद्याविभाग कांकरोली**

पौष कृष्ण ९ संवत १९९६



॥ श्रीद्वारकेशो जयति ॥

" ब्रह्मसम्बन्धकरणात्सर्वेषां देहजीवयोः
सर्वदोषनिवृत्तिः " ॥ ( सि० रहस्य )

" आचार्यवान्पुरुषो वेद " ( श्रुतिः )

दीक्षिताय विशेषेण प्रसीदेन्नान्यथा हरिः ॥
ब्राह्मणः क्षत्रियो वापि वैश्यः शूद्रोऽथवा पुनः ॥
एवं स्त्रियो वा, यत्नेन गुरुमेव समाश्रयेत् ॥
( मन्त्रसारः )

---

# બ્રહ્મસંબંધ લેવાની વિધિ.

વૈષ્ણવોએ પહેલે દિવસે મહારાજશ્રીની આજ્ઞા માગી, નામ નોંધાવી, વ્રત કરવું ( જેમણે કંઠી ન બંધાવેલી હોય તેમણે નામ શ્રવણ કરી કંઠી બંધાવવી તથા જેમને શિખા ન હોય તેમણે શિખા રખાવી વ્રત કરવું. ) વ્રતના દિવસે પ્રાતઃકાલમાં નદી યા તલાવમાં ન્હાવું અથવા તાંબાના પાત્રને લૂણ ખટાઈથી ખાસા કરી, કૂવાથી જલ ભરી લાવી તે જલનો ઉપયોગ કરવો ( નલના જલનો ઉપયોગ ન કરવો તથા ચાહ, બીડી અને વિદેશી ખાંડ વગેરે ન વાપરવાં. ) ભૂખ્યું ન રહી શકાય તો ફલાહાર તથા પ્રસાદી દૂધઘર તેમજ સુકા મેવાનો ઉપયોગ કરવો. પાંચ વર્ષની અંદરનું બાળક વ્રત ન કરી શકે તો તેણે બ્રહ્મસંબંધના દિવસે દીક્ષા સુધી વ્રત કરવું.

બીજે દિવસે શૌચ દંતધાવન વગેરેથી નિવૃત્ત થઈ

રેશમી વસ્ત્ર અથવા કંતાનનું વસ્ત્ર અગર સુતરનું કોરૂં પેણુ કાઢેલું વસ્ત્ર કંતાનમાં વિંટાળી સાથે લાવવું. માથાના વાળની ચીકણાઇ તથા મેલવાળાં ઘરેણાં ઉતારી કંઠી બદલી મહારાજશ્રીના જલઘરામાં ન્હાવું. જનોઈવાળા વૈષ્ણવોએ જનોઇ બદલવી. ન્હાયા પછી સાથે લાવેલું વસ્ત્ર પહેરવું. સ્ત્રીઓએ ન્હાયા પછી ચણીયો તથા બટનવાળી ચોળી પહેરવી નહીં. બાદ ચરણામૃત લઈ તિલક કરી (સ્ત્રીઓએ ચાંદલો કરી) જલઘરિયા પાસે હાથ ખાસા કરી મુઠ્ઠી વાળી મહારાજશ્રી પાસે જવું. પછી આજ્ઞા મુજબ તુલસી દલ આપે તે લઈ મહારાજશ્રી આજ્ઞા કરે તે મંત્ર બોલવો. પછી ગુરૂ માગે ત્યારે તુલસીદલ ઉંચેથી પાછું આપવું. ગુરૂ આપણું તુલસીદલ શ્રીઠાકોરજીના ચરણવિંદમાં સમર્પે ત્યારે તેમને અને ગુરૂને અલગ અલગ દંડવત્ પ્રણામ કરવા. પછી ભેટ ધરી લુંગડાં પહેરી ઘેર આવી મહારાજશ્રી તરફથી મળેલો પ્રસાદ પ્રથમ લેવો. યદિ બને તો તે દિવસથી ભગવત્સ્વરૂપ પધરાવીને સેવા નિત્ય નિયમ પૂર્વક કરવી અને પ્રભુને સમર્પેલું અન્નજ ગ્રહણ કરવું. કારણકે વિના સમર્પેલું અન્ન ખાવાનું શાસ્ત્રો પણ નિષેધ કરે છે. બ્રહ્મસંબંધ લીધા પછી કંઠી, તિલક અને શિખા વિના કદી પણ ન રહેવું અને પુષ્ટિમાર્ગના નિયમ પ્રમાણે સદાચાર પાળવો.

---

॥ विजयते श्रीद्वारकेशः प्रभुः ॥

# વૈષ્ણવોનાં નિત્ય કર્મ

## પ્રથમ પ્રકરણ

--o—

**પ્રાત:સ્મરણ**

વૈષ્ણવોએ સવારે વ્હેલા ઉઠીને માળા તથા ઉપીવત સંભાળવી. માળા (કંઠી) દાસ્ય ધર્મ છે, જનોઈ વૈદિક ધર્મ છે. જેઓને જનોઈનો અધિકાર ન હોય તેઓએ માળા સંભાળવી. (દર્શન કરી આંખે લગાડવી) પછી શ્રી મહાપ્રભુજી, શ્રી ઠાકોરજી અને સ્વગુરૂનાં ચિત્રોનાં દર્શન કરવાં. ચિત્રો ન હોય તો તેમનું ધ્યાન કરવું. નામ લઈને દંડવત્ પ્રણામ કરવા. પછી પ્રાત:સ્મરણમાં પ્રાચીન અષ્ટસખાનાં કીર્તનો તેમજ શ્રીહરિરાયજી આદિ મહાનુભાવોના રચેલા સંસ્કૃત ગ્રંથો (પ્રાત:સ્મરણમ્ આદિ) અથવા શ્લોકો જે કંઠસ્થ હોય તેનો ઉચ્ચાર કરવો. જેઓને કંઈ પણ યાદ ન હોય તેઓએ નીચેના શ્લોકો તથા પદો અવશ્ય યાદ કરવાં:-

શ્રીગોવર્ધનનાથપાદયુગલં, હૈયંગવીનપ્રિયં
નિત્યં શ્રીમથુરાધિપં સુખકરં, શ્રીવિઠ્ઠલેશં મુદા ।
શ્રીમદ્દ્વારવતીશ ગોકુલપતી, શ્રીગોકુલેન્દું વિભું
શ્રીમન્મન્મથમોહનં, નટવરં, શ્રીબાલકૃષ્ણં ભજે ॥ ૧ ॥

---

શ્રીમદ્વલ્લભવિઠ્ઠલૌ, ગિરિધરં, ગોવિંદરાયાભિધં
શ્રીમદ્બાલકકૃષ્ણ ગોકુલપતી, નાથં રઘૂણાં તથા
એવં શ્રીયદુનાયકં, કિલ ઘનશ્યામં ચ તદ્વંશજાન્ ।
કાલિન્દીં, સ્વગુરું, ગિરિં,ગુરુ વિભું, સ્વીયપ્રભૂંશ્ચ સ્મરેત્ ॥૧॥

---

પદ

જય જય શ્રી વલ્લભ પ્રભુ શ્રી વિઠ્ઠલેશ સાથે,
નિજ.જન પર કરત કૃપા ધરત હાથ માથે ॥ ધ્રુવ
દોષ સબે દૂર કરત ભક્તિ ભાવ હિયે ધરત,
કાજ સબ સરત સદા ગાવત ગુણ ગાથે ॥ ૧ ॥
કાહેકો તુ દેહ દમત સાધન કરિ મૂરખ જન,
વિદ્યમાન આનંદ ત્યજ ચલત કયોં કુપાથે ।
રસિક ચરણ શરણ સદા રહત હૈ બડ ભાગીજન,
અપનો કરિ ગોકુલપતિ ભરત તાહિ બાથેં ॥ ૨ ॥

---

શ્રી યમુનાજી તિહારો દરસ મોહિ ભાવેં,
શ્રી ગોકુલ કે નિકટ બહત હો લહરન કી છબિ આવેં ॥૧॥
દુ:ખ હરની સુખદેની શ્રીયમુનાજી જે જન પ્રાત ઉઠ ન્હાવેં ।
મદનમોહન જૂકી ખરી યે પીયારી, પટરાની જૂ કહાવે ॥૨॥
વૃંદાવનમેં રાસ રચ્યો હે, મોહન મુરલી બજાવેં;
**સૂરદાસ** પ્રભુ તિહારે મિલનકો બેદ બિમલ યશ ગાવેં ॥૩॥

---

પ્રાત:સમે શ્રી વલ્લભ સુત કો ઉઠત હી રસના લીજે નામ,
આનંદકારી પ્રભુ મંગલકારી અશુભહરન જન પૂરણ કામ ॥૧॥
યેહી લોક પરલોક કે બંધુ કો કહી સકે તિહારે ગુણગ્રામ ।
**નંદદાસ** પ્રભુ રસિક શિરોમણી રાજ કરો શ્રીગોકુલ સુખધામ ॥૨॥

---

## શૌચાદિક કર્મોની વિધિ

આ પ્રમાણે શ્રીઆચાર્યજી, શ્રીગુસાંઇજી, શ્રીઠાકુરજી તથા શ્રીયમુનાજી આદિનું સ્મરણ કર્યા બાદ પથારીમાંથી ઉઠવું. દેહ કૃત્ય ( શૌચ ) કરવું. જેને જનોઈ હોય તેણે શૌચ જતી વખતે જનોઇ કાને ચઢાવવી. ગુદાને ત્રણ વાર માટીથી ધોવી, પછી ડાબા હાથને દસવાર ધોઈ વળી બન્ને હાથને ભેગા કરી સાતવાર માટીથી ધોવા, અને પગને ત્રણવાર ધોવા. ત્યાર પછી શુદ્ધ જલથી આઠ કોગળા કરવા.* શૌચ કર્મથી નિવૃત્ત થઈને જ બાવળ લીંબડા આદિનું દાતણ કરવું. ( પહેલાં નહિ ) અંગ્રેજી પાવડર અશુદ્ધ છે માટે તે નહિં લગાડવો બ્રુસનો ઉપયોગ પણ નહિ કરવો. વિજ્ઞાનની દૃષ્ટિથી પણ તે નુકસાન કરે છે. ડૉકટરો પણ નિષેધ કરે છે. સૂર્યોદય પહેલાં દાતણ કરી લેવું જોઈએ. પછી તેલ લગાવીને ન્હાવું. ( ન્હાયાપછી તેલ લગાડવું નહિં ) દ્વાદશીના દિવસે તેલ નહિ લગાડવું. સ્નાન કરી જમનાજીની રજ ( મૃત્તિકા, રેણુ નહિં ) અને ચરણામૃત લેવાં. પછી પ્રસાદી કંકુથી ભગવત્પદાકૃતિ તિલક કરવું. ( બને ત્યાં સુધી દ્વાદશ તિલક અવશ્ય કરવાં) છાપા અને મુદ્રા કરવી. દશ પ્રકારનાં તિલક સકામ છે, તે ભગવાનના ચરણ કમલની પ્રાપ્તિમાં અંતરાય કરે છે માટે તે દસ પ્રકારનાં તિલક નહિં કરવાં. તે ૧૦ તિલકોનાં નામ આ પ્રમાણે છે:—

---

* પછી ચરણામૃત લેવું એવી પ્રાચીન રીત છે. જુઓ રાજા આશકરણની વાર્તા.

**वर्तुलं तिर्यगच्छिद्रं ह्रस्वं दीर्घतरं तनुम् ।**
**वक्रं विरूपं बद्धाग्रं भिन्नमूलं पदच्युतं ।**

**वर्तुलं** (ગોળ તિલક) **तिर्यग** (તિરછું) **अच्छिद्र** (ચિર્યાવગરનું) **ह्रस्व** (ઘણુંજ નાનું) **दीर्घतर** (ઘણુંજ નાસિકા સુધી લાંબુ) **तनु** (ઘણુંજ પાતળું) **वक्र** (આડું) **बद्धाग्र** (ઉપરથી બાંધેલું) **भिन्नमूल** (નીચેથી બન્ને બાજુ જુદી જુદી) **पदच्युत** (બીજે ઠેકાણે કરેલ)

તિલકની પેઠે પ્રસાદી તુલસી કાષ્ઠની માલા ચોવીસે કલાક ગળામાં ધારણ કરવી. માલા ગળામાં નહોય તો જલ પણ પીવું જોઈએ નહિ. તેવીજ રીતે હિન્દુ માત્રે ચોટી રાખવી જોઇએ, ચોટી એ હિન્દુત્વની નિશાની છે. પોતાના હિન્દુત્વના અભિમાન અર્થે પણ ચોટી અત્યંત આવશ્યક છે.

**પંચમહાભૂતની બાહ્યાભ્યંતર શુદ્ધિ—**

આ દેહમાં જે પંચમહાભૂત છે તેની અંદરની અને બહારની શુદ્ધિ કરવી અત્યંત આવશ્યક છે. માટે તેની શુદ્ધિ આ પ્રમાણે કરવી :— **બાહ્ય શુદ્ધિ**

છ મુદ્રા કરીએ તો પંચમહાભૂતની બાહ્ય શુદ્ધિ થાય પદ્મ ધારણ કરવાથી પૃથ્વીની, શંખથી જલની, ચક્રથી અગ્નિની, ગદાથી વાયુની, અને નામ મુદ્રાથી આકાશની શુદ્ધિ થાય છે તેમજ સંપ્રદાય મુદ્રા ધારણ કરવાથી ભક્તિની પ્રાપ્તિ થાય છે.

હવે પંચમહાભૂતની અંદરની શુદ્ધિ આ પ્રકારે કરવી :— મહાપ્રસાદથી પાર્થિવ અંશની, રજ; ચરણામૃતથી જલાંશની, પ્રસાદી તુલસીથી અગ્ન્યંશની, ભગવદીયના સંગથી વાય્વંશની અને ગુરૂદર્શન તથા ભગવદ્દર્શનથી આકાશની શુદ્ધિ થાય છે.

 ૨૨૪૪૭

આ પ્રકારે અંદર અને બહારની શુદ્ધિ કરવી આવશ્યક છે.

## સેવા, સ્મરણ અને લૌકિક કાર્ય

ઉપર કહ્યા પ્રમાણે બહારની અને અંદરની શુદ્ધિ કરીને ભગવત્સેવામાં તત્પર થવું. જે જીવ ભગવત્સેવા નથી કરતો તે પોતાનો દાસ્ય ધર્મ ખોઇ બેસે છે. એટલે પ્રભુ પણ તેની ઉપેક્ષા કરે છે. જેથી તે જીવ દિનપ્રતિદિન અધોગતિને પ્રાપ્ત થઇ પ્રભુથી બહિર્મુખ બને છે– માટે યથાશક્તિ ભગવત્સેવા અવશ્ય કરવી. ( વિશેષ જુઓ ભગવત્સેવા વાળો લેખ ). ભગવત્સેવા કરતી વખતે સાવકાશમાં ( શ્રીને રાજભોગ ધર્યા બાદ અથવા અનોસર પછી ) શ્રી યમુનાષ્ટક, શ્રી સર્વોત્તમ, શ્રી કૃષ્ણાશ્રય, ચતુશ્લોકી અને સિદ્ધાંત રહસ્ય એ પાંચ પાઠ અવશ્ય કરવા. શ્રી સર્વોત્તમનો પાઠ તો અવશ્ય આગ્રહ પૂર્વક દરેક વૈષ્ણવે કરવો જોઇએ. કારણ કે શ્રી સર્વોત્તમ વૈષ્ણવોને ગાયત્રી સમાનછે. તેનો પાઠ ન કરવામાં આવે તો તે વ્યક્તિમાંથી વૈષ્ણવત્વનું તિરોધાન થાય છે. માટે શ્રી સર્વોત્તમનો પાઠ તો અવશ્ય કરવો. તથા અષ્ટાક્ષરની માળા યથાશક્તિ ફેરવવી. માળા ફેરવતી વખતે હ્રુદયમાં શ્રીનું ધ્યાન કરવું અને માનસી કરવી.

બ્રાહ્મણ વિગેરે માટે સંધ્યા પણ આવશ્યક છે. પછી મહાપ્રસાદ લેવાના સમયે ગોગ્રાસ કાઢી, જો આપણી શક્તિ હોય તો નિત્ય ઓછામાં ઓછા એક વૈષ્ણવને પ્રસાદ લેવડાવ્યા બાદ પ્રસાદ લેવા બેસવું. યદિ વૈષ્ણવને પ્રસાદ લેવડાવવાની શક્તિ ન હોય તો ગોગ્રાસ તો અવશ્ય કાઢવો. પછીજ પ્રસાદ લેવો. પ્રસાદ લીધા પછી ૧૨ કોગળા કરી મુખ શુદ્ધિ માટે

પાનની બીડી ( તેમાં સોપારી અવશ્ય હોવી જોઈએ) ખાવી. પછી બીજાને અડકવું. ( જેઓને મહાપ્રસાદ ન મળતો હોય તેઓએ પોતાની રસોઈમાં અન્નદોષની નિવૃત્તિને અર્થે ચરણામૃત અવશ્ય પધરાવવું. )

પછી લૌકિક વ્યવહાર અર્થે નોકરી, ધંધો, રોજગાર આદિ કાર્ય કરવાં. તેમાં પણ ભગવત્સેવાનીજ ભાવના રાખવી અને સત્ય બોલવું. ( જુઓ ૨૫૨માંના ખંભાતના જીવા પારેખની વાર્તા ) ફરીથી સાંજના ભગવત્સેવા યથાક્રમ કરી શ્રીને પોઢાવી દંડવત્ કરી બહાર આવવું. પછી બ્યારૂ કરવું બ્યારૂ કરીને ગામમાં જ્યાં ભગવદ્ મંડલી થતી હોય ત્યાં અવશ્ય ચલાવીને જવું. સત્પુરૂષોનો સમાગમ કરવો. સાંપ્રદાયિક જ્ઞાન પ્રાપ્ત કરવું. જો ગામમાં ભગવદ્ મંડલી કોઈ જગે ન થતી હોય તો ઘરે સાંપ્રદાયિક પુસ્તકો વાંચવા. અને બીજાને પણ સંભળાવવાં. પરંતુ સતૂસંગ કર્યા વિના રહેવું નહિ. સ્વાર્થી પુરૂષોનો સંગ સર્વથા ન કરવો. વંચકોથી હંમેશાં સાવચેત રહેવું.

સત્સંગ કર્યા પછી "ભરોસો દ્રઢ ઈન ચરણન કેરો." એ પદ અવશ્ય બોલવું. પછી લઘુશંકા કરી ચાર કોગળા કરી ચરણામૃત લેવું. બાદમાં ભગવત્નામ લેતાં લેતાં સુઇ જવું.

# દ્વિતીય પ્રકરણ

**બ્રહ્મસંબંધ**—'**ममैवांशो जीवलोके जीवभुतः सनातनः**' ગીતાના એ ભગવદ્દવાકયથી જીવ પ્રભુનો અંશ છે અને પ્રભુ અંશી છે એ વાત સિદ્ધજ છે. પરંતુ જયારે જીવ આ સંસારમાં આવે છે ત્યારે તે, માયાના આવરણથી આ અંશાંશી સંબંધ ભૂલી જાય છે–તેથી તે જીવને, ફરીથી એ સંબંધને તાજો કરી તેની ભાવના ખીલવવાની જરૂરત રહેલી છે. તદર્થ સ્વસંપ્રદાયમાં બ્રહ્મસંબંધ (જીવ અને પ્રભુ સાથેનો ભાવરૂપ સંબંધ) સંસ્કારની અતીવ આવશ્યકતા કહેલી છે. આ બ્રહ્મસંબંધ સ્વસંપ્રદાયના આચાર્યદ્વારાજ થઇ શકે છે. અને બ્રહ્મસંબંધ થયા પછીજ શ્રીગોપીજનવલ્લભની ભાવાત્મક સેવાનો તે જીવ અધિકારી થાય છે તે વિના નહીંજ. આ બ્રહ્મસંબંધની ઉત્પત્તિનો પ્રકાર દામોદરદાસ હરસાનીની વાર્તામાં તેમજ 'સિદ્ધાંત રહસ્ય'માં કહેલો છે.

**બ્રહ્મસંબંધનો ભાવાર્થ**—"ભગવાન કૃષ્ણથી વિખુટા પડે હજારો વર્ષોનો સમય વ્યતીત થવાથી ભગવાનની પ્રાપ્તિને માટે હ્રુદયમાં જે તાપ કલેશ થવો જોઇએ તેનો આનંદ જેને તિરોધાન થયો છે એવો હું જીવ, ભગવાન કૃષ્ણ શ્રી ગોપીજનવલ્લભને દેહ; પ્રાણ, ઇંદ્રિય, અન્તઃકરણ; તેના ધર્મો, સ્રી, ઘર, પુત્ર, કુટુંબ ધન, આ લોક અને પરલોકને આત્મા સહિત અર્પણ કરૂં છું–નિવેદન કરૂં છું—હે કૃષ્ણ હું તમારો દાસ છું."

આ પ્રમાણે જીવ જેનાથી દોષીત થયો છે એવી માયા જનિત અહંતા મમતાને પ્રભુને સમર્પી, તમામ પદાર્થોમાંથી

તે જીવ પોતાની સત્તા ઉઠાવી લે છે. જેથી તે નિર્દોષ બને છે અને નિર્દોષ પ્રભુની સેવાનો અધિકારી થાય છે. પોતે દાસ હોવાથી સ્વામીના ઉચ્છિષ્ટ અને ભુકત તમામ પદાર્થનો પોતાના જીવન નિર્વાહ અર્થે, નિર્લેપપણાની ભાવનાથી ઉપયોગ કરી શકે છે અને અંતમાં તે કૃતાર્થ થાય છે.

બ્રહ્મસંબંધના મંત્રની ભાવનાને ખીલવવા માટે સેવાની આવશ્યકતા છે.

બ્રહ્મસંબંધ થવાથી પાંચ પ્રકારના દોષની સેવામાં સંભાવના રહેતી નથી અને તે જીવ નિર્દોષ બને છે. ફરીથી નવા દોષો ન ઉત્પન્ન થાય તદર્થે ભગવત્સેવા કરવી અને ભગવત્પ્રસાદી ગ્રહણ કરવું. વળી ભગવદ્ ભકતોનો સંગ કરવો, અસત્ય નહિં બોલવું તેમજ વૃથાલાપ, વૃથાક્રિયા અને વૃથા ધ્યાનથી મુકત રહેવું.

બ્રહ્મસંબંધ પહેલાં વૈષ્ણવી દીક્ષા તરીકે નામમંત્ર (અષ્ટાક્ષર) ગ્રહણ કરવો જોઇએ. તેનાથી તે જીવ વૈષ્ણવ બની સાત ભક્તિ (શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વન્દન અને દાસ્ય) નો અધિકારી થાય છે. પછી બ્રહ્મસંબંધ દ્વારા બીજી બે, સખ્ય અને આત્મનિવેદન ભક્તિનો અધિકારી થાય છે. આ પ્રમાણે નવધા ભક્તિ પ્રાપ્ત કરી ભગવત્સેવા અને સત્પુરૂષોના સંગ દ્વારા પ્રેમલક્ષણાને તે જીવ પ્રાપ્ત થાય છે.

જેને કેવલ નામમંત્ર હોય તેને એક કંઠી પહેરવી જોઇએ. અને જેને નામમંત્ર અને બ્રહ્મસંબંધ હોય તેને બે કંઠીઓ પહેરવી જોઇએ.×

---

×(પરંપરા પ્રાપ્ત જેઓ જનોઇના અધિકારી હોય તેઓએ જનોઈ પણ અવશ્ય લેવી.)

**ભગવત્સેવા:—**

ઉપર કહ્યા પ્રમાણે જીવ ભગવાનનો અંશ હોવાથી તેને ભગવત્સેવા કરવી આવશ્યક છે. પુષ્ટિજીવો બ્રહ્મસંબંધ લઈ ભગવત્સેવામાં પરાયણ બને છે. યદિ સાંસારિક સર્વ પ્રકારના દુઃખનું નિવારણ કરી પરમ સુખને પ્રાપ્ત થવું હોય તો તેનો એકજ માર્ગ છે અને તે ભગવત્સેવાજ.

ભગવત્સેવા અહર્નિશ કરવી એવો શ્રીઆચાર્યચરણનો ઉપદેશ છે. અને તેનાથીજ સંસારના દુઃખની નિવૃતિ અને બ્રહ્મના સ્વરૂપનો બોધ થઈ પરમ સુખ પ્રાપ્ત થાય છે. તે સેવા ત્રણ પ્રકારની છે. તનુજા, વિત્તજા અને માનસી. માનસી ફલરૂપ છે, જ્યારે તનુજા અને વિત્તજાને તેના સાધનરૂપ કહેલી છે. તનુજા એટલે શરીરથી અને વિત્તજા એટલે દ્રવ્યથી. આ બે સેવા દ્વારા માનસી સેવા સિદ્ધ થઈ શકે છે. આ સંબંધી વિશેષ પ્રકાર મહાનુભાવો પાસેથી અથવા પુસ્તકોથી જાણી લેવો. અહીં વિસ્તારના ભયથી આપ્યો નથી. શ્રી કૃષ્ણની સેવામાં તમામ અવતારો, તમામ દેવતાઓ અને ચૌદ બ્રહ્માંડની સેવાનો સમાવેશ રહેલો છે. કારણકે શ્રી ભાગવતમાં કહે છે **'कृष्णस्तु भगवान् स्वयं'** ગીતામાં શ્રીકૃષ્ણે સ્વયં આજ્ઞા કરી છે કે

**"अतोस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः"**

આથી શ્રીકૃષ્ણ પરમબ્રહ્મ અને ચૌદ બ્રહ્માંડના કર્તા હોવાથી તેઓના રોમ રોમમાં સર્વદેવતા અને અનેક બ્રહ્માંડોનો સમાવેશ રહેલો છે. તેથી તેમની સેવાથી સર્વની સેવા એક સાથે થઈ જાય છે. પૃથક્ કષ્ટ કરવાની આવશ્યકતાજ રહેતી નથી. દષ્ટાંત રૂપે:– એક વૃક્ષના જડમાં જલનું સિંચન કરવાથી હરેક શાખા તેમજ હરેક પત્રનું સહજ સિંચન થઇ

જાય છે. અલગ કરવાની આવશ્યકતા રહેતીજ નથી તેમ અહીં જાણવું. યદિ જડને સિંચન ન કરી કેવલ શાખા અને પત્રનેજ સિંચન કરે તો તે વૃક્ષ સુકાઈ જાય છે. તે પ્રમાણે દરેક દેવતાઓનું સેવન કરો અથવા દરેક દેશની સેવા કરો તોપણ જો શ્રી કૃષ્ણની સેવા કરવામાં નથી આવતી તોતે વ્યર્થજ થાય છે. દેશાદિનો અને સમગ્ર દેવોનો ઉદ્ધાર પણ શ્રી કૃષ્ણની સેવાથીજ થાય છે. કારણકે ઉદરની તૃપ્તિથી ઇન્દ્રિયોને સ્વત: પોષણ મળી જાય છે. વળી એક વીજળીના સંચાને (ઇલેકટ્રીક મશીનને) ચલાવાથી ગામ ભરની વીજળીની (ઇલેકટ્રીક) બત્તીઓ સ્વત: બળી ઉઠે છે. તેવીજ રીતે શ્રી કૃષ્ણને સતોષવાથી તમામ જગત્ અને દેવતાઓ પણ સ્વત: સંતુષ્ટ થઈ આશીર્વાદ આપે છે. આથી વૈષ્ણવોનો તો મુખ્ય ધર્મ ભગવત્સેવાજ છે તેના અંગભૂત અન્ય કાર્યો ગૌણ રૂપે છે. કોઈ દેવ, અથવા મનુષ્ય પ્રત્યે તિરસ્કાર નહીં રાખવો લગ્ન આદિ આવશ્યક કાર્યમાં શ્રદ્ધા રહિત નિષ્કામ ભાવથી ભગવત્સબંધી જાણી ગણપતિ આદિનું પુજન કરવું.

આવા પરાત્પર શ્રીકૃષ્ણનું દાન શ્રી આ-ચાર્યચરણે આપણને બ્રહ્મસંબંધ દ્વારા કર્યું છે તેથી જીવે બ્રહ્મસંબંધ લઈને તરતજ ગુરૂની પાસેથી ભગવત્સ્વરૂપ પધરાવી યથાશક્તિ યથાસમય પુષ્ટિમાર્ગની પ્રણાલિકા અનુસાર સેવા કરવી જોઈએ. યદિ તે પણ ન બને તો કેવલ મિશ્રી તો અવશ્ય ભોગ ધરવીજ જોઈએ. તેમ કરવા પણ સામર્થ્ય ન હોય તો માનસી (એકાગ્ર ચિત્તથી મંગલાથી રાજ-ભોગ અને ઉત્થાપનથી શયન સુધીની મંદિર અનુસાર ભાવના) અવશ્ય કરવી તેમાં કંઈ પણ ખર્ચ લાગતું નથી કે

અપરસની પણ આવશ્યકતા રહેતી નથી. અને તે મનથી સમર્પેલાં ભોગ રાગ અને શ્રૃંગાર પ્રભુ અવશ્ય અંગીકાર કરે છેજ. દૃષ્ટાંતરૂપે ૨૫૨ વૈષ્ણવની વાર્તામાં લોભી દયાલ વાણીયાની વાર્તા જુઓ. આમ કેવલ ભાવના કરવાથી ચિત્ત પ્રભુની સન્મુખ રહ્યું આવે એટલે પ્રભુ કૃપા કરીને કોઈ દિવસે તેના અંતરાયો ને દૂર કરી સમયને સાનુકૂળ બનાવે છે.

જે વૈષ્ણવો બ્રહ્મસંબંધ લઈને સ્વચ્છંદ રીતે વર્તે છે, તેઓ દિનપ્રતિદિન પ્રભુથી બહિર્મુખ થતા જાય છે. અને પુષ્ટિમાર્ગનું ફલ ( પ્રભુની પ્રાપ્તિ ) વધુને વધુ દુર જાય છે. જેઓ બ્રહ્મસંબંધ લઈને ભગવત્સેવા કરતા નથી તેની પાસેથી શ્રીઆચાર્યચરણની કાનથી પાછળ પાછળ ફરતા પુષ્ટિ પ્રભુ દૂર થાય છે. જેથી તે જીવ કાલને આધીન બની બહિર્મુખ થાય છે. માટે વિના ભોગ ધરે કોઈ પણ દિવસે કોઇ પણ સમયે વૈષ્ણવોએ રહેવું નહિ. ન બને તો માનસી પ્રકારથી પણ ભોગ અવશ્ય ધરવો.

## પુષ્ટિભક્તના ચાર શત્રુઓ

પુષ્ટિમાર્ગના ફલના ચાર મહાન શત્રુઓ છે. તે શત્રુઓને દરેક વૈષ્ણવોએ સારી રીતે જાણી લઈ શનૈ: શનૈ: ત્યાગ કરવા જોઈએ. તે શત્રુઓ આ છે:-

૧ અન્યાશ્રય ૨ અસમર્પિત ૩ દુ:સંગ ૪ બુદ્ધિવાદ. (બાહ્યદષ્ટિ) આ ચારે શત્રુઓને નાશ કરવાને માટે ચાર પ્રબલ શસ્ત્રો છે તે આ રહ્યાં:-

૧ દૃઢાશ્રય, ૨ સમર્પિત ૩ સતસંગ અને ૪ તત્ત્વાદિનું જ્ઞાન ( આંતરદૃષ્ટિ ).

## ૧ અન્યાશ્રય

પ્રથમ અન્યાશ્રયનું સ્વરૂપ જાણવું જોઇએ કે અન્યાશ્રય કેટલો ભયંકર શત્રુ છે અને તે પુષ્ટભક્તિમાં કેવો પ્રતિબંધક છે!

અન્યાશ્રય બે પ્રકારના છે. ૧ બાહ્ય અને ૨ આંતર. બાહ્ય અન્યાશ્રય સ્થૂલ હોવાથી દરેકની સમજમાં આવી શકે છે એટલે તેનું વધુ વિવેચન કરવું આવશ્યક નથી. દૃષ્ટાંત રૂપે :—દેવી દેવતાઓ અને અન્ય અવતારોમાં ભગવદ્ અતિરિક્ત બુદ્ધિ રાખી તેના ઉપર શ્રદ્ધા રાખવી. શ્રીઆચાર્ય-ચરણ તે માટે વિવેક ધૈર્યાશ્રયમાં આ પ્રમાણે આજ્ઞા કરે છેઃ-

" अन्यस्य भजनं तत्र स्वतो गमनमेवच ।
प्रार्थना कार्यमात्रेऽपि ततोऽन्यत्र विवर्जयेत्" ॥१४॥

એવીજ રીતે મનુષ્યો માટે પણ સમજવું. આના પ્રત્યક્ષ ઉદાહરણ રૂપ ઉજ્જૈનની એક ડોકરીની વાર્તા ૨૫૨ માં પ્રસિદ્ધ છે તે જોવી.

હવે આંતર અન્યાશ્રય કોને કહેવાય તે જાણીએ. આંતર અન્યાશ્રયનું સ્વરૂપ બહુજ બારીક છે અને તેને છોડવાનું જીવમાં સામર્થ્ય પણ નથી. પૂર્ણ ભગવત્કૃપા વિના તે છુટતોજ નથી. દૃષ્ટાંતરૂપે ઉનાળાના દિવસમાં ઠંડી હવા ચાલે અને યદિ તેથી આપણને સુખ થયું એમ હૃદયમાં પણ આવે તો તે અન્યાશ્રય થઇ ચુકયો. તે વખતે વાણીથી એમ બોલી જવાય કે અહા ! કેવી સુંદર હવા આવી, તો તે પણ અન્યાશ્રય કહેવાય. મતલબ કે સર્વ જગ્યાએ સર્વવસ્તુમાં સર્વ વ્યવહારક્રિયા આદિમાં ભગવત્સુખથી અતિરિક્ત કંઈ પણ ધ્યાન કે વિચાર થાય તો તે આંતર અન્યાશ્રય કહેવાય. આ અન્યાશ્રય સર્વાત્મભાવ ( હું સમગ્ર પ્રભુનો છું એવી અખંડિત ભાવના રહે તે સર્વાત્મભાવ ) વિના છુટી શકતો નથી. અને તે સર્વાત્મભાવ પૂર્ણ કૃપા વિના સાધ્ય નથી.

એટલે જીવનું એકજ કર્તવ્ય રહે છે કે બાહ્ય અન્યાશ્રયોનો સારી રીતે ત્યાગ કરીને આંતર અન્યાશ્રયના ત્યાગને અર્થે અષ્ટપ્રહર અષ્ટાક્ષરનું સ્મરણ અને તેની ભાવના કરવી. તો પ્રભુકૃપા સહજમાં પ્રાપ્ત થાય છે. શ્રી આચાર્યચરણનો એજ મત છે. આ અન્યાશ્રયના પ્રતિકાર અર્થે શ્રીઆચાર્યજીનો એક દૃઢ આશ્રય કરવો એજ આવશ્યક છે.

## ૨. અસમર્પિત

પ્રભુને સમર્પ્યા વિનાનાં અન્ન, વસ્ત્ર કે અન્ય કોઈપણ આપણા ઉપયોગમાં આવતા પદાર્થોને આપણે ગ્રહણ કરીએ તો તે અસમર્પિત વસ્તુના ગ્રહણનો આપણને મહાન દોષ લાગે છે. અને તે દોષ ભગવત્પ્રાપ્તિમાં પ્રતિબંધક રૂપ છે. હવે કેટલાક પદાર્થો એવા હોય છે જે પ્રત્યક્ષરૂપે અંગીકાર થઈ શકે છે જ્યારે કેટલાક એવા પણ પદાર્થો છે જેનો અંગીકાર પરોક્ષ રીતે થઈ શકે છે.

પ્રત્યક્ષ અંગીકાર થતા પદાર્થોમાં અન્ન, વસ્ત્ર, જલ, આભૂષણ તેમજ સ્ત્રી પુત્ર પરિવાર ધન આદિનો સમાવેશ થાય છે. અને તે પ્રભુને પ્રત્યક્ષરૂપે કેવી રીતે અંગીકાર થાય તે સર્વ કોઈ સમજી શકે છે. પરંતુ પરોક્ષ રીતે ઉપયોગ થાય એવા પદાર્થો જેવાકે જોડા, વિગેરે કેવી રીતે અંગીકાર કરાવવા તે સમજવાની જરૂરત છે. માટે સૂક્ષ્મ પ્રકારથી તેનો ઉલ્લેખ કરીએ છીએ.

નવાં જોડા પહેરીને પ્રભુમંદિરે જવું. અથવા તે પહેરીને અપરસમાં પ્રભુના ઉપીયોગી જલ લાવવું. આ રીતે સર્વ વસ્તુ પ્રત્યક્ષ અને પરોક્ષ રૂપે ભગવદ્ ઉપયોગમાં લીધા સિવાય પોતે વાપરવા નહિં.

શ્રાદ્ધ વિગેરેમાં પ્રસાદી વસ્તુનો જ ઉપયોગ કરવો આ અસમર્પિતના પ્રતિકાર રૂપે સમર્પિત પદાર્થોનો ઉપયોગ જ એક માત્ર કર્તવ્ય છે.

૩ **દુઃસંગ**—દુઃસંગ સહુથી વધારે ભયંકર શત્રુ છે. છેક શિખર ઉપર ગયેલા મનુષ્યને પણ દુઃસંગ નીચે પાડે છે તેનાં અનેક દૃષ્ટાંત ભાગવતાદિમાં મોજુદ છે. દુઃસંગ પણ દ્વિવિધ છે—

એક બાહ્ય બીજો આંતર, બાહ્ય દુઃસંગથી સહુ કોઇ બચવાનો યત્ન કરી શકે છે પરંતુ આંતર દુઃસંગથી જીવ બચી શકતો નથી. બાહ્ય દુઃસંગમાં મનુષ્યો અને પદાર્થોનો સમાવેશ રહેલો છે. જે પ્રભુથી વિમુખ કરે તે સર્વ મનુષ્ય અને પદાર્થને દુઃસંગ રૂપ જાણી તેનો સારી રીતે ત્યાગ કરવો. અને તે મનુષ્ય પ્રયત્ન દ્વારા કરી શકે છે. પરંતુ આંતર દુઃસંગ ભગવત્કૃપા અને ભગવદીઓના સંગ વિના નષ્ટ થતો નથી જ. આંતર દુઃસંગ દ્રશ્ય પદાર્થ નથી કે જેથી તેનો ત્યાગ થઈ શકે કિંતુ તે અનેક પ્રકારની વાસના રૂપ છે.

દૃષ્ટાંત રૂપેઃ—કામ, ક્રોધ, લોભાદિ, તેમજ મન ઇંદ્રીયો આદિની ચંચલતા. આ દુઃસંગ પ્રતિકારને માટે સત્પુરૂષોના સંગની અત્યંત આવશ્યકતા છે. માટે જેમ બને તેમ ઓછું બોલવું, ભગવત્નામ લેવું અને દુઃસંગથી બચીને સત્પુરૂષોના સંગમાંજ નિશદિન રહેવું.

પહેલા સત્પુરૂષોની ઓળખાણ કરી પછી જ તેનો સંગ કરવો. સત્પુરૂષોની ઓળખાણનું મુખ્ય ચિન્હ નિઃસ્વાર્થતા છે. જે પુરૂષો નિઃસ્વાર્થરૂપથી ભગવદ્ યશોગાન કરતા હોય

તેમની પાસે જવું તેમના ઉપર અભાવ ન આવે તેવી રીતે કંઈક નિકટ કંઈક દૂર રહીને તેમનો સંગ કરવો. આવા પુરૂષો ન મળે તો પુસ્તકોનો સંગ કરવો. વંચકોથી સાવધાન રહેવું.

**બુદ્ધિવાદ, ( બાહ્યદષ્ટિ–બહિર્મુખતા )**

બુદ્ધિવાદ એટલે જડ બુદ્ધિથી ભગવદ્‌કાર્યોમાં અસંભાવના અને વિપરીત ભાવના કરવી તે.

આ બાહ્યદષ્ટિ જીવને બહિર્મુખ બનાવે છે. કારણ કે પ્રાકૃત દષ્ટિથી ઉત્પન્ન થતી બુદ્ધિ જડ છે. અને તે જડવાદને જ ગ્રહણ કરી શકે છે. તત્ત્વવાદને કે તત્ત્વજ્ઞાનને નહિં જ. તત્ત્વવાદને ગ્રહણ કરવાને માટે તત્ત્વવાદી શાસ્રો અને ભગવદ્ભક્તોની વાણીનો આશ્રય કરવાની ખાસ આવશ્યકતા છે. જો તે શાસ્ત્રાની વાત આપણી ક્ષુદ્ર જડ બુદ્ધિથી ન સમજાય તો પણ તેમાં પૂર્ણ વિશ્વાસ રાખવો, કારણ કે તે શાસ્ત્રોના રચયિતા બ્રહ્મદર્શી અને ત્રિકાલજ્ઞ હતા. તેથી તેમની કહેલી વાણીમાં જરાપણ અપૂર્ણતા કે સ્વાર્થ હોતો નથી. તે વાણીને લક્ષ્ય કરી આપણે આપણા વિચારમાં આગળ વધવું જોઈએ. તોજ આપણે પણ તે તત્ત્વને તેમની કૃપાથી પહોંચી શકીશું અન્યથા નહિં. અસંભાવના અને વિપરીત ભાવનાનું દષ્ટાંત જગન્નાથ જોશીની વાર્તા ઉપર શ્રી હરિરાયજીએ પોતાના ભાવ પ્રકાશમાં આ પ્રમાણે સમજાવ્યું છે :—

" શ્રી ઠાકુરજી કે સ્વરૂપમેં દોઇ ભાવના કરે તબ, શ્રી ઠાકુરજી અપ્રસન્ન હોય, એક અસંભાવના, એક વિપરીત ભાવના. અસંભાવના યહ જો શ્રી ઠાકુરજી હીનજાતિ કે ઘર કેસે અરો-

ગતે હોઇગે ? શ્રી ઠાકુરજી કે છુયે તેં યહ વસ્તુ છૂઈ જાયગી, અહિર જ્ઞાત કે બિના ન્હાયે કયોં ભોજન કિયે ! શ્રી ઠાકુરજીકોં ફૂલાનો રોગ ભયો. શ્રી ઠાકુરજી નિત્ય તો પ્રમાણસુ અરોગત હેં, અન્નકુટમેં ઇતનો સબ કેસેં અરોગતેં હોઇગે ? શ્રી ઠાકુરજી અબ વૃદ્ધ ભયે. શ્રી ઠાકુરજી યહ લીલા કયોં કિયે ? યહ નાના પ્રકાર કે કુતર્ક પ્રભુમેં કરને નાહી કાહેતેં પુરૂષોત્તમ-સહસ્ર નામ મેં કહે હેં "તર્કાગોચર કાર્યકૃત્" એસો કાર્ય પ્રભુકો હે (જો) તર્કતેં અગોચર હેં. કોઇકી બુદ્ધિમેં તર્કમે આવેં નાહીં. કર્તું, અકર્તું અન્યથા કર્તું સર્વ સામર્થ્ય યુકત હેં ! (યહ અસંભાવના) ઓર વિપરીત ભાવના (યહ જો) શ્રી ઠાકુરજીકે મુખમેં બાસ આવેગી દાતન કરાવનો, એક ઠિકાણે ખર્ચુકી ભાવના કરની, ચોરાસી કોસ વ્રજ હેં એક દિનમેં સિગરે કેસેં ફિરે ? ઇતની ગાય હેં સબ કેસેં દુહત હોંઇગે આગે વ્રજમેં પ્રકટે, અબ વ્રજમેં કહાં હે ? કહું વ્રજમેં દીસત નાંહી. હીન વસ્તુ ગાજર મૂરિ કાલિંગડા આદિ શ્રી ઠાકુરને પ્રકટ કિયો હેં યાકો ભોગ ધરવે મેં કહા બાધ કહેં ? યહ વિપરીત ભાવના ભઈ, સો સર્વથા બાધક હેં.

આ તો શ્રી હરિરાયજીએ સેવા વિષયક અસંભાવના વિપરીત ભાવના બતાવી. તેવીજ રીતે શાસ્ત્ર અને આચાર્યચરણુમાં તેમજ ભગવદ્ ભકતોની કૃતિમાં પણ સમજવું.

આ બાહ્ય દૃષ્ટિના પ્રતીકાર રૂપે તત્વવાદી આંતરદૃષ્ટિની આંવશ્યક્તા છે. સર્વત્ર ભગવાનના સામર્થ્યની સ્ફૂર્તિ થાય તો અસંભાવના અને વિપરીત ભાવના મટે. કારણ કે સર્વ જગ્યાએ પ્રભુનું સામર્થ્ય છે તો પ્રભુ સર્વ સામર્થ્યવાન હોઈ ન કરવાનું

પણ કરે, અને કરવાનું ન પણ કરે. એટલે તેમની સ્વતંત્ર ક્રીડામાં અસંભાવના અને વિપરીત ભાવનાને સ્થાન જ રહેતું નથી. એવી ભગવન્મય આંતરદૃષ્ટિની આવશ્યકતા છે.

## હાલની પરિસ્થિતિ—

આજના ભગવદભકતો કેટલાય વર્ષોથી ભગવત્સેવા કરે છે છતાં કહે છે કે અમને શ્રી ઠાકુરજીનો કંઇ પણ અનુભવ થતો નથી. તેનું કારણ એજ છે કે સેવા સાંગોપાંગ થતી નથી. એટલે બાહ્યાભ્યંતર સાધન રહિત સેવા કરવાથી તેનો આનંદ અનુભવાતો નથી. જેમ કોઇ રસાયણ પરહેજ રાખ્યા વિના ખાય તો તે ફાયદો કરે નહિ તેજ પ્રમાણે ભવસાગર તરવાની સેવા રૂપી રસાયણ, જ્યાં સુધી ઉપરના ચાર મહાન્ શત્રુઓનો પરહેજ રાખ્યા વિના સેવન કરવામાં આવે ત્યાં સુધી તે ક્રિયા માત્ર હોઈ આનંદ આપી શકતી નથી–માટે જેમ તેલ, ગોળ, ખટાઇ અને મિષ્ટાન્નનો પરહેજ માત્રાની દવા ખાતી વખતે સખ્ત પાળવો પડે છે ત્યારે તે અસર કરે છે તેમ આ ચાર શત્રુઓનો પરહેજ સેવા રૂપી રસાયણના સેવન વખતે સખ્ત પાળવોજ જોઇએ તોજ તે ફળે.

## ગુરૂસેવા

અહા! ગુરૂ શબ્દ કેટલો મધુર છે! તે શબ્દ સાભળતાંજ આર્યસંસ્કૃતિના મનોહર ઇતિહાસો યાદ આવે છે, આજના જમાનામાં આ શબ્દની ભલે કિંમત ન હો પરંતુ આ શબ્દની વાસ્તવિકતા જેઓએ જાણી છે તેતો તેની યોગ્ય કીંમત આંકયા વિના રહેશે નહિજ. અમારી આર્યસંસ્કૃતિ શરૂઆ-તથીજ વિવેક અને વિચારશીલ છે. અમારી એ સંસ્કૃતિ અમને અમારાથી મોટા વર્ગો પ્રત્યે સન્માન અને વિવેકની

દૃષ્ટિથી જોતાં શિખવે છે. તેઓના ગુણદોષ સાથે અમારો કોઈ સંબંધ નહિ. તે મોટા પુરૂષો પ્રત્યે અમારી શી ફરજ હોવી જોઇએ. તેમાંજ તે આર્યસંસ્કૃતિ અમને તલ્લીન બનાવે છે. તેઓની આજ્ઞા પાળવી તેજ અમારો ધર્મ, તેમની સેવા કરવી તેજ અમારૂં કર્મ અને તેમનાં દર્શન તેજ અમારૂં ફળ. અમારી આર્યસંસ્કૃતિ કેટલી સરળ અને સુંદર છે તે અમારી ઉપરની ભાવનાથીજ સમજી શકાય છે. આ ભાવનાને આધારે જ, પુત્ર પિતાની, સ્ત્રી પતિની નાનોભાઈ મોટાભાઇની અને શિષ્ય ગુરૂની નિ:ષ્કામ સેવા કરે છે. અહા ! કેટલો સુંદર આદર્શ ! અમારા મોટેરાઓની સામે અમારાં મર્યાદા વિવેક, નમ્રવાણી અને પુજ્યભાવ અમારા ભારતની આર્ય સંકૃતિનું ગૌરવ છે. ભારતના સંતાનોમાં પણ વૈષ્ણવોની ગુરૂભક્તિ અથાગ છે. ગુરૂ શબ્દજ એવો મહાન્ છે કે તે સ્વયં આકર્ષણ કરે છે. ત્યાં પછી ગુણ દોષની વાતજ કયાં રહે ? પંચામૃતવાળા વ્યાસજી ગાય છે કે:-

" साधारण हू गुरु किये तेहू जन तरि जात ।
जो उत्तम कुल गुरु मिले ताकी कही न बात ।
गुरू बीज, गुरु सुमनफल, गुरु पल्लव, गुरु साख ।
गुरु देवनके देव वर अगम निगम कहि भाख ।
छुटे अन्य अपराध तें को कैदी, को चोर ?
गुरु अपराधीको नहीं तीन लोक में ठोर ।
श्रीवल्लभकुल देव गुरु पुरुषोत्तम सब रूप ।
कीने भक्त उधार जन काटे भवके कूप । "

અમારા સંપ્રદાયના ગુરૂ શ્રી વલ્લભાધીશ અને એમનાં

બાળકો તમામ ભગવત્સ્વરૂપ છે. એમની સેવા એજ અમારે માટે સર્વસ્વ છે. જો લોકો અમને તે માટે અંધશ્રદ્ધાળુ કહે તો અમે તેમને કહીએ કે તમે અંધશ્રદ્ધાળુ છો કેમકે તમો લોકો જડબુદ્ધિવાળા અને પ્રાકૃતચક્ષુથી શ્રદ્ધા રાખવા વાળા છો. પરંતુ અમો તત્ત્વવાદી અને જ્ઞાનચક્ષુથી જોવા વાળા હોઇ મૂળ વસ્તુમાં શ્રદ્ધાવાળા છીએ. દ્રષ્ટાંત રૂપેઃ—એક મહાત્માએ પોતાના શિષ્ય પાસે વડનું ફલ મંગાવ્યું. ત્યાર પછી શિષ્યને કહ્યું કે એને તું ભાંગ. શિષ્યે તે ભાંગ્યું ત્યારે મહાત્માએ કહ્યું એમાં શું છે? શિષ્યે કહ્યું કે બીજ છે. મહાત્માએ કહ્યું કે એ બીજને તોડ. શિષ્યે તે પ્રમાણે કર્યું. ત્યારે મહાત્માએ કહ્યું એમાં શું છે? શિષ્યે કહ્યું એમાં કંઈ પણ નથી. મહાત્માએ કહ્યું અહિં તારે મારા વચનમાં શ્રદ્ધા રાખી એમાં આખું વૃક્ષ રહેલું છે તેમ જાણવું જોઈએ. કારણ કે આ બીજમાંથીજ આખુ વૃક્ષ જન્મે છે. જો બીજમાં વૃક્ષ ન હોત તો તે કેવી રીતે તેમાંથી ઉગે? પરંતુ તે આ ચક્ષુથી દેખી શકાતું નથી એટલું સૂક્ષ્મ છે. (આજના વિજ્ઞાનથી પણ આ વાત હવે સિદ્ધ થઇ ચુકી છે.) આવી વાતો જે પ્રાકૃત ચક્ષુથી અંધ શ્રદ્ધા જેવી લાગે છે તે વસ્તુતઃ સત્ય છે, પરંતુ આજનું જડવાદી માનસ તેટલે સુધી પહોંચી શકતું નથી—અમારા રૂષીમુનિઓએ આવા અનેક પ્રકારના સૂક્ષ્માતિસૂક્ષ્મ તાત્વિક ભેદો કહેલા છે. તે સમજવા માટે જ્ઞાન ચક્ષુની આવશ્યક્તા છે.

તેવી આંતરિક શ્રદ્ધા અમારામાં હોવાથી ગમે તેવું વિરૂદ્ધ દેખાવા છતાં અમારો ગુરૂ પ્રત્યેનો ભાવ કદીએ નષ્ટ થશે નહિ. અમારા પૂર્વજોએ અમને અનેક ચરિત્રો અને વચનોથી સમજાવી અમારી શ્રદ્ધા ને દ્રઢ કરી છે.

છેવટે દયારામ ભાઈની આ વાણીને ધ્યાનમાં રાખવા મારી સર્વેને પ્રાર્થના છે.

" મોટાનું વચન સુખધામ કૃતી રીતે કરીએ
તે કરે ચાહે સો કામ આપણુ તો મરીએ "

ગુરૂ ગામમાં પધાર્યા હોય તો ચરણુ સ્પર્શ કર્યા વિના તેમજ ગુરૂ ભોજન કરી લે ત્યાં સુધી વૈષ્ણવોએ પ્રસાદ લેવો નહિ. જો કે એમ તો વૈષ્ણવોને માટે પોતાના ગામથી ૩ માઈલ દૂર બિરાજતા વલ્લભકુલના ચરણસ્પર્શ કરવાનો આગ્રહ હોવો જોઇએ, એમ ગ્રન્થોમાં પ્રાપ્ત છે. પરંતુ તે ન બની શકે તો ઉપર કહ્યા પ્રમાણેનો આગ્રહ તો વૈષ્ણવોએ અવશ્ય રાખવોજ જોઇએ. તેવીજ રીતે ભગવદ્ સંબંધી તમામ પદાર્થો તેમજ વૈ-ષ્ણવો ગાયો અને વ્રજવાસીઓ પ્રત્યે પણ એવીજ અટલ શ્રદ્ધા અમારે રાખવી જોઇએ. અમારે તેમનાં આચરણથી મતલબ નથી પરંતુ તેમના વેષથી મતલબ છે.

**વૈષ્ણવવેશ**

અમારો વૈષ્ણવી વેષ તે ભગવાનનું સ્વરૂપ છે. તે વેષનો (તુલસી કાષ્ઠનીમાળા અને ઉર્ધ્વ પુંડ્ તિલક આદિનો) આદરજ અમારી આર્ય સંસ્કૃતિનું ગૌરવ છે.

સંગને માટે મહાન પુરૂષોએ આજ્ઞા કરી છે કે તે વિચારીને કરવો. કિંતુ વેષના સન્માનને માટે કોઈએ કોઈ જગ્યાએ આજ સુધી નિષેધ કર્યો નથી બલ્કે તેના સન્માન-નો ખાસ આગ્રહ સ્ત્ર સંપ્રદાયના ભાષા અને સંસ્કૃત બન્ને પ્રકારના ગ્રન્થોમાં જોવામાં આવે છે અને તેથી દયારામભાઈ એ ગાયું છે કે—

"બ્હાનું બળીયું રે શ્રીકૃષ્ણ રાધા વરનું
અધમ ને ઉચ્ચું પદ આપેરે ના રહે પાપ સંતાપ અણું"

લોકમાં પણ સિપાહીયોના પહેરવેશનો સ્વયં રાજા પણ અનાદર કરતો નથી. કારણ કે તે પહેરવેશમાં રાજાની સત્તા રહેલી છે. યદિ જો કોઇ તે સિપાહીનું ( જ્યાં સુધી તેનો રાજ્યદત્ત સત્તાત્મક પહેરવેશ છે ત્યાં સુધી તેનું ) અપમાન કરે તો તેના ઉપર રાજ્ય અપમાનનો કેસ ચાલુ થાય છે. તો ત્રણલોકના નાથનું બ્હાનું સાધારણ કેમ મનાય? વૈષ્ણવોનો વેષ સર્વોપરી છે. બંડી, ઉર્ધ્વપુંડ્ર, તુલસીની માલા તેમજ ધોવતી અને ચોટી. આ ઈશ્વરીય બહાનું જેની પાસે હોય તેનાથી યમ પણ દૂર ભાગે છે. તો અન્યની શી તાકાત છે કે તેનું અપમાન કરે? આને માટે દયા ભવૈયાની વાર્તા પ્રત્યક્ષ ઉદાહરણરૂપ છે તે જોવી. માટે વૈષ્ણવો! આ આપણા વૈષ્ણવી વેશને કોઈ કાળમાં પણ ન છોડવો અને તેના ઉપર અટલ શ્રદ્ધા રાખવી અને તેને માનની દ્રષ્ટિથી જોવો તેમાંજ આપણું કલ્યાણ છે. આપણો વૈષ્ણવી વ્યવહાર અને આપણું વૈષ્ણવત્વ સહજ હોવું જોઈએ. તેમાં પાખંડ ન હોવો જોઇએ. કોઈને દેખાડવા પુરતો જ વેશ અને વ્યવહાર ન હોવો જોઈએ. લૌકિક અને વૈદિક વ્યવહાર કાપટ્યાર્થે (મનરહીતપણે) હોવો જોઈએ પણ વૈષ્ણવત્વ તો સહજ હોવું જોઈએ એમ શ્રીઆચાર્યચરણ આજ્ઞા કરે છે.

## વિદેશી પહેરવેશના હિમાયતીઓને

આજ કોટ, ખમીજ અને પાટલુનમાં આપણે આક્રાંત બની ગયા છીએ. તેથી આપણામાં આસુરાવેશ રહેજ તેમાં

આશ્ચર્ય નથી. કેટલાકો એવી શંકા કરે છે કે આગળ ના ગોસ્વામી બાળકો મુસલમાની પહેરવેશ પહેરતા હતા તો હવે અંગ્રેજી પહેરવેશ પહેરવામાં આપણને શો વાંધો છે ? જેવી રીતે તે વખતે મુસલમાની રાજ્ય હતું તેવીજ રીતે આજ અંગ્રેજી રાજ્ય છે. પરંતુ તેમની આ દલીલ કેવળ અજ્ઞાન જનક છે.

આગળ ગોસ્વામી બાલકોનાં રાજકીય પોશાકો પહેરેલાં જે ચિત્રો જોવામાં આવે છે તેની સાથે આપણો આગળનો ઇતિહાસ સરખાવો તો તરતજ આ વસ્તુ સમજમાં આવી જશે.

એ ઇતિહાસ એમ બતાવી રહ્યો છે કે તે સમયમાં રાજદરબારમાં જવાને માટે અમુક જાતનોજ પહેરવેશ પહેરવો જોઈએ એવો કાયદો હતો. આવા કાયદાઓ આજ પણ કેટલાય રજવાડામાં જોવામાં આવે છે. તેથી આગલના ગોસ્વામી બાલકો શ્રી ઠાકુરજીના સુખાર્થ જાગીરો, હકકો વિગેરેની પ્રાપ્તિને અર્થેજ રાજાઓ અને બાદશાહોને મળવા ફરજીયાત પોશાક પહેરીને રાજદરબારમાં જતા. તે પોશાકમાં તેમનું ધ્યેય ભગવત્સુખનું હતું. જેથી તે કપટ ભાવથી આપત્તિ કાળમાં તે પોશાક પહેરતા. નહિં કે મોજ અને શોખને માટે. તેમની જીંદગીનું ધ્યેય કેવલ એકજ હતું અને તે ભગવત્સેવા જ. અમે આજ બીન ફરજીયાત વિદેશી પહેરવેશ પહેરી કઇ જાગીરો કે હકકો પ્રાપ્ત કરી પ્રભુના સુખમાં લગાડીએ છીએ તે કોઈ કહેશે ?

ભગવત્સેવાને અર્થે તેઓએ મ્લેચ્છ બાદશાહોની હાજરી સુદ્ધાં સાધી છે. કેટલો આદર્શ આશય ! આજ આ આશય ભૂલીજઈને કેવલ મોજ શોખ અને વિતંડાવાદમાં ઉતરી જે વ્યક્તિઓ કોટ, પાટલુન અને નેકટાઈ આદી વિમુખ કરાવે

એવા પોષાકો પહેરવાની હિમાયત કરે છે તે કેટલી ભૂલ કરે છે. તે વાંચકો સમજી લેશે. અરે કોઇ અંગ્રેજને ધોતી પહેરતો તમે જોયો? નહિં જ! જ્યારે તે લોકો તેમના દેશના પોશાક ને માટે અટલ છે તો આપણે કેમ ન આગ્રહ રાખવો જોઈએ. એ અમારી આર્ય સંસ્કૃતિને કેમ ભૂલીએ. એમાં અમને શરમ કેવી, લજ્જા કેવી? હા જયાં એવો કાયદો હોય કે અમુક પોષાક પહેર્યા વિના નોકરી નહિંજ થઈ શકે ત્યાં અમે કપટ રૂપથી કેવલ મતલબની ખાતર (અને તે દ્રવ્ય પ્રાપ્તિનો મતલબ પણ ભગવત્પરત્વેજ હોવો જોઇએ.) અવશ્ય પહેરવો ત્યાં આગ્રહ નહીં રાખવો. છતાંય અંગરખીના ઉપરજ કોટ આદિ જે જે પહેરવાનું હોય તે પહેરવું. હૃદયને અને કંઠીને બીજા પહેરવેશનો સ્પર્શ નજ કરાવવો.

કેટલાકો અંગરખી (બગલબંડી)ને માટે એવો આક્ષેપ કરે છે. કે તે મુસલમાની પહેરવેશ છે. આ વિષય બહુજ ગહન છે. તે અહીં ચર્ચવાથી પુસ્તક વધી જતું હોવાથી હાલતો આટલું જાણો કે આ વિષય માટે પુરાણી આર્ય સંસ્કૃતિના ઇતિહાસો પ્રકટ થઈ ચુકયા છે તેમાં આ પહેરવેશ મૂળ ભારતનોજ છે એ સિદ્ધ થઈ ચુકયું છે. ગમે તેમ હો જે પહેરવેશ ભગવત્સેવામાં પ્રતિબંધક ન હોય તેને ૨૪ કલાક હૃદય સાથે લગાડવો તે વૈષ્ણવ માત્રનું કર્તવ્ય છે. જે પ્રભુસેવામાં વિક્ષેપ કરનાર હોય તેનો ત્યાગ આ સંપ્રદાયમાં કહેલો છે. આપત્તિ કાળમાં કાપટય રૂપથી યદિ ધારણ કરવો પડે તો મતલબ સરે ત્યાં સુધી ધારણ કરો.

**સ્વદેશ પ્રેમ**—આજકાલ ભારત વર્ષમાં સ્વદેશ પ્રેમની

ધૂમ ખુબ છે. એ હર્ષની વાત છે કે તે નામથી પણ અનેક વ્યક્તિઓ જાગૃત થઈ છે. પરંતુ કહેતાં ખેદ ઉત્પન્ન થાય છે કે સ્વદેશ પ્રેમનો સાચો સિદ્ધાંત કંઈ જુદોજ છે જ્યારે આજની જાગૃતિ કોઈ જુદેજ માર્ગે વળી છે. સ્વદેશ ઉપરનો પ્રેમ, ખાદી પહેરીને અથવા તેને ઉત્તેજન આપીને દેખાડી શકાય છે. પરંતુ વિલાયતી વસ્તુઓ ( જેવી કે દવા વિગેરે ) નો ઉપયોગ કરીને નહિં જ. કિંતુ જ્યાં સ્વાર્થ આવે છે ત્યાં દેશનીજ વસ્તુનો ઉપયોગ કરવો એ આગ્રહ આજના કહેવાતા સુધારક નેતાઓ ભૂલી જાય છે. અમારા પુષ્ટિ સંપ્રદાયમાં અરે સનાતન ધર્મમાં તમામ દેશી વસ્તુના ઉપયોગનોજ આગ્રહ હજારો વર્ષથી જોવામાં આવે છે. જેવો કે ખાનપાનમાં સ્વદેશી ખાંડ આદિ વસ્તુ. પાણીમાં કુવાનું પાણી ઇત્યાદિ આજના નેતાઓ વિદેશી ખાંડ અને નળનું પાણી વાપરી શું સ્વદેશની સેવા કરે છે ? નળના પાઈપ મશીનરી આદી દેશી છે ? તેને ઉત્તેજન શા માટે આપવું ? વળી તે પાણીમાં એવા પદાર્થોનું મિક્ષ્ચર કરવામાં આવે છે જેથી મનુષ્યો તે પીને તાકાતહીન બને છે. આ વસ્તુને નેતાઓ સમજતા હોવા છતાં શા માટે કુવાના પાણીને ઉત્તેજન નથી આપતા ? અફસોસ છે કે તેથી વિરૂદ્ધ તે લોકો કુવાને કાયદાઓ દ્વારા જબરજસ્તી પુરાવી દે છે. તેવીજ બીજી વાત અસ્પૃશ્યોદ્ધારની છે. ઢેડ ભંગીઓને મંદિરમાં ઘુસાવવાથીજ તે લોકોનું દારિદ્ર દૂર થઈ જશે ? નહિજ. તો પછી એવા કાયદા કેમ નથી કરતા કે જેથી તેમની આર્થિક ઉન્નતિ થાય.

તેઓને અલગ કુવાઓ બંધાવી આપો, અલગ મંદિરો બનાવી આપો અને તેમને અલગ શિક્ષણ અપાવી અનેક

પ્રકારના હુન્નરો શિખવાડો. જેથી તે લોકો પોતાની આર્થિક, શારીરિક અને માનસિક સ્થિતિ સુધારી શકે. જ્યારે એક તરફથી એમ ઉપદેશ આપવામાં આવે છે કે હિન્દુ મુસલમાનો એક થઈ જાવ ત્યારે બીજી તરફથી એવા કાયદાઓ જાણી જોઈને ઘડવામાં આવે છે કે હિન્દુ હિન્દુમાં ફુટ પડે અને લડાઈ થાય. આ એક બુદ્ધિનું દેવાળું નથી તો બીજું શું છે ? શું અત્યંજો આદિને વર્ણાશ્રમ ધર્મની મર્યાદામાં રાખી તેમની પાસેથી રાજનૈતિક અને સામાજીક કાર્યો નથી કરાવી શકાતાં ? બધાંય કાર્યો મર્યાદામાં રહીને થઈ શકે છે. એક તરફથી શિસ્તપાલનની આવશ્યકતા તરફ જોર દેવામાં આવે છે ત્યારે બીજી તરફથી વર્ણાશ્રમ ધર્મના તેમજ માનુષિક વિવેકના શિસ્તોને તિલાંજલિ આપવાનું કાયદાથી જબરજસ્તી કરી કહેવામાં આવે છે. આથી ભોળી પ્રજા ફસાઇ જાય છે. અને તે "અતોભ્રષ્ટ સ્તતો ભ્રષ્ટ:" બની કિંકર્ત્તવ્યવિમૂઢ થઈ જાય છે.પહેલા અમે કહી ગયા છીએ કે ભગવત્સેવામાં દેશ સેવાનાં તમામ કાર્યોનો સમાવેશ રહેલો છે. એટલે જે લોકોને દેશનો ઉદ્ધાર કરવો હોય તે ભગવત્સેવા પૂર્ણ પ્રેમથી કરે. તેમાં સર્વ સ્વદેશી વસ્તુઓનેજ સ્થાન હોઈ આપણા પૈસા દેશમાંજ રહે છે તેમજ દેશના લોકોના રોજગારને ઉત્તેજન મળવાથી તે લોકોની આર્થિક સ્થિતિ સુધરી તેમનો સર્વ પ્રકારથી ઉદ્ધાર થાય છે. માટે વૈષ્ણવો આજકાલના સુધારકોના મીઠા વચનોના મોહમાં ન પડતાં આપણા રૂષિ મુનિઓએ તેમજ આપણા આચાર્યોએ જે કહ્યું છે તે અક્ષરશ: સત્ય છે તેમ માની તે સત્યમાં પ્રવેશવાનો યત્ન કરો વધું શું ?

इतिशम्

# તૃતીય પ્રકરણ

## અથ શ્રીયમુનાષ્ટક.

નમામિ યમુનામહં સકલસિદ્ધિહેતું મુદા ॥
મુરારિપદપંકજસ્ફુરદમન્દરેણુત્કટામ્ ।
તટસ્થનવકાનનપ્રકટમોદ પુષ્પામ્બુના ।
સુરાસુરસુપૂજિતસ્મરપિતુઃ શ્રિયં બિભ્રતીમ્ ॥ ૧ ॥

કલિન્દગિરિમસ્તકે પતદમન્દપૂરોજ્જવલા ।
વિલાસગમનોલ્લસત્ પ્રકટગંડશૈલોન્નતા ॥
સઘોષગતિદંતુરા સમધિરૂઢદોલોત્તમા
મુકુન્દરતિવર્દ્ધિની જયતિ પદ્મબન્ધોઃ સુતા ॥ ૨ ॥

ભુવં ભુવનપાવનીમધિગતામનેકસ્વનૈઃ
પ્રિયાભિરિવ સેવિતાં, શુકમયૂરહંસાદિભિ ઃ ॥
તરંગ ભુજકંકણ–પ્રકટમુક્તિકાવાલુકા ।
નિતમ્બતટસુંદરીં નમત કૃષ્ણતુર્યપ્રિયામ્ ॥ ૩ ॥

અનંતગુણભૂષિતે શિવવિરંચિ દેવસ્તુતે ।
ઘનાઘનનિભે સદા ધ્રુવપરાશરાભીષ્ટદે ।
વિશુદ્ધમથુરાતટે સકલગોપગોપીવૃતે ।
કૃપાજલધિસંશ્રિતે મમ મનઃ સુખં ભાવય ॥ ૪ ॥

યયા ચરણપદ્મજા મુરરિપોઃ પ્રિયંભાવુકા ।
સમાગમનતોઽભવત્ સકલસિદ્ધિદા સેવતામ્ ॥
તયા સદૃશતામિયાત્ કમલજા સપત્નીવ યત્ ।
હરિપ્રિયકલિન્દયા મનસિ મે સદા સ્થીયતામ્ ॥ ૫ ॥

નમોસ્તુ યમુને સદા તવ ચરિત્રમત્યદ્ભુતમ્ ।
ન જાતુ યમયાતના ભવતિ તે પયઃપાનતઃ ॥
યમોऽપિ ભગિનીસુતાન્કથમુ હન્તિ દુષ્ટાનપિ ।
પ્રિયો ભવતિ સેવનાત્ તવ હરેર્યથા ગોપિકાઃ ॥ ૬ ॥

મમાસ્તુ તવ સન્નિધૌ તનુનવત્વમેતાવતા ।
ન દુર્લભતમા રતિર્મુરરિપૌ મુકુન્દપ્રિયે ॥
અતોસ્તુ તવ લાલના સુરધુની પરં સંગમાત્ ।
તવૈવ ભુવિ કીર્તિતા ન તુ કદાપિ પુષ્ટિસ્થિતૈઃ ॥ ૭ ॥

સ્તુતિં તવ કરોતિ કઃ કમલજાસપત્નિ પ્રિયે ।
હરેર્યદનુસેવયા ભવતિ સૌખ્યમામોક્ષતઃ ॥
ઇયં તવ કથાધિકા સકલગોપિકાસંગમ–
સ્મરશ્રમજલાણુભિઃ સકલગાત્રજૈઃ સંગમઃ ॥ ૮ ॥

તવાષ્ટકમિદં મુદા પઠતિ સૂરસૂતે સદા ।
સમસ્તદુરિતક્ષયો ભવતિ વૈ મુકુન્દે રતિઃ ॥
તથા સકલસિદ્ધયો મુરારિપુશ્ચ સંતુષ્યતિ ।
સ્વભાવવિજયો ભવેદ્વદતિ વલ્લભઃ શ્રીહરેઃ ॥ ૯ ॥

ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રીયમુનાષ્ટકં સંપૂર્ણમ્

## શ્રી સર્વોત્તમ સ્તોત્ર.

પ્રાકૃતધર્માનાશ્રયમપ્રાકૃતનિખિલધર્મરૂપમિતિ
નિગમપ્રતિપાદ્યં યત્તચ્છુદ્ધં સાકૃતિ સ્તૌમિ ॥ ૧ ॥

કલિકાલતમશ્છન્ન દૃષ્ટિત્વાદ્વિદુષામપિ
સંપ્રત્યવિષયસ્તસ્ય માહાત્મ્યં સમભૂદ્ભુવિ ॥ ૨ ॥

દયયા નિજમાહાત્મ્યં કરિષ્યન્પ્રકટં હરિ :
વાણ્યા યદા તદા સ્વાસ્યં પ્રાદુર્ભૂતં ચકાર હિ ॥ ૩ ॥

તદુક્તમપિ દુર્બોધં સુબોધં સ્યાદ્યથા તથા
તન્નામાષ્ટોત્તરશતં પ્રવક્ષ્યામ્યખિલાઘહૃત્ ॥ ૪ ॥

ઋષિરગ્નિકુમારસ્તુ નામ્નાં છંદો જગત્યસૌ
શ્રીકૃષ્ણાસ્યં દેવતા ચ બીજં કારુણિકઃ પ્રભુઃ ॥ ૫ ॥

વિનિયોગો ભક્તિયોગપ્રતિબંધવિનાશને
કૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિરત્ર ન સંશયઃ ॥ ૬ ॥

આનંદઃ પરમાનંદઃ શ્રીકૃષ્ણાસ્યં કૃપાનિધિઃ
દૈવોદ્ધારપ્રયત્નાત્મા સ્મૃતિમાત્રાર્તિનાશનઃ ॥ ૭ ॥

શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ
સાકારબ્રહ્મવાદૈકસ્થાપકો વેદપારગઃ ॥ ૮ ॥

માયાવાદનિરાકર્ત્તા સર્વવાદિનિરાસકૃત્
ભક્તિમાર્ગાબ્જમાર્તંડઃ સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ ॥ ૯ ॥

અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ
અંગીકૃતૌ સમર્યાદો મહાકારુણિકો વિભુઃ ॥ ૧૦ ॥

અદેયદાનદક્ષશ્ચ મહોદારચરિત્રવાન્
પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ ॥ ૧૧ ॥

વૈશ્વાનરો વલ્લભાખ્યઃ સદ્રૂપો હિતકૃત્સતામ્
જનશિક્ષાકૃતે કૃષ્ણભક્તિકૃન્નિખિલેષ્ટદઃ ॥ ૧૨ ॥

સર્વલક્ષણસંપન્નઃ શ્રીકૃષ્ણજ્ઞાનદો ગુરુઃ
સ્વાનંદતુંદિલઃ પદ્મદલાયતવિલોચનઃ ॥ ૧૩ ॥

કૃપાદગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસીપ્રિય: પતિ:
રોષદક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિટ્ ભક્તસેવિત: ॥ ૧૪ ॥

સુખસેવ્યો દુરારાધ્યો દુર્લભાંઘ્રિસરોરુહ:
ઉગ્રપ્રતાપો વાક્સીધુપૂરિતાશેષસેવક: ॥ ૧૫ ॥

શ્રીભાગવતપીયૂષસમુદ્રમથનક્ષમ:
તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહ: ॥ ૧૬ ॥

સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમા વિમુક્તિદ:
રાસલીલૈકતાત્પર્ય: કૃપયૈતત્કથાપ્રદ: ॥ ૧૭ ॥

વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશક:
ભક્ત્યાચારોપદેષ્ટા ચ કર્મમાર્ગપ્રવર્ત્તક: ॥ ૧૮ ॥

યાગાદૌ ભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશક:
પૂર્ણાનંદ: પૂર્ણકામો વાક્પતિર્વિબુધેશ્વર: ॥ ૧૯ ॥

કૃષ્ણનામસહસ્રસ્ય વક્તા ભક્તપરાયણ:
ભક્ત્યાચારોપદેશાર્થનાનાવાક્યનિરૂપક: ॥ ૨૦ ॥

સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયસ્તાદશવેષ્ટિત:
સ્વદાસાર્થકૃતાશેષસાધન: સર્વશક્તિધૃક્ ॥ ૨૧ ॥

ભુવિ ભક્તિપ્રચારૈકકૃતે સ્વાન્વયકૃત્પિતા
સ્વવંશે સ્થાપિતાશેષસ્વમાહાત્મ્ય: સ્મયાપહ: ॥ ૨૨ ॥

પતિવ્રતાપતિ: પારલૌકિકૈહિકદાનકૃત્
નિગૂઢહૃદયોઽનન્યભક્તેષુ જ્ઞાપિતાશય : ॥ ૨૩ ॥

ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહનિવારક:
ભક્તિમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત્ ॥ ૨૪ ॥

પૃથક્ શરણમાર્ગોપદેષ્ટા શ્રીકૃષ્ણહાર્દવિત્
પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિત: ॥ ૨૫ ॥
તત્કથાક્ષિપ્તચિત્તસ્તદ્વિસ્મૃતાન્યો વ્રજપ્રિય:
પ્રિયવ્રજસ્થિતિ: પુષ્ટિલીલાકર્તા રહ:પ્રિય: ॥ ૨૬ ॥
ભક્તેચ્છાપૂરક: સર્વાજ્ઞાતલીલોઽતિમોહન:
સર્વાસક્તો ભક્તમાત્રાસક્ત: પતિતપાવન: ॥ ૨૭ ॥
સ્વયશોગાનસંહૃષ્ટહૃદયાંભોજવિષ્ટર:
યશ:પીયૂષલહરીપ્લાવિતાન્યરસ: પર: ॥ ૨૮ ॥
લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃત્
ગોવર્દ્ધનસ્થિત્યુત્સાહ સ્તલ્લીલાપ્રેમપૂરિત: ॥ ૨૯ ॥
યજ્ઞભોક્તા યજ્ઞકર્તા ચતુર્વર્ગવિશારદ:
સત્યપ્રતિજ્ઞસ્ત્રિગુણાતીતો નયવિશારદ: ॥ ૩૦ ॥
સ્વકીર્તિવર્દ્ધન સ્તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શક:
માયાવાદાખ્યતૂલાગ્નિ બ્રહ્મવાદનિરૂપક: ॥ ૩૧ ॥
અપ્રાકૃતાઽખિલાકલ્પભૂષિત: સહજસ્મિત:
ત્રિલોકીભૂષણં ભૂમિભાગ્યં સહજસુંદર: ॥ ૩૨ ॥
અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધન:
ઇત્યાનંદનિધે: પ્રોક્તં નામ્નામષ્ટોત્તરં શતમ્ ॥ ૩૩ ॥
શ્રદ્ધાવિશુદ્ધબુદ્ધિર્ય: પઠત્યનુદિનં જન:
સતદેકમના: સિદ્ધિમુક્તાં પ્રાપ્નોત્યસંશય: ॥ ૩૪ ॥
તદપ્રાપ્તૌ વૃથામોક્ષસ્તદાપ્તૌ તદ્ગતાર્થતા
અત:સર્વોત્તમસ્તોત્રં જપ્યં કૃષ્ણરસાર્થિભિ: ॥ ૩૫ ॥

॥ ઇતિ શ્રીમદગ્નિકુમારપ્રોક્તં સર્વોત્તમસ્તોત્રમ્ ॥

# અથ શ્રી કૃષ્ણાશ્રય:

સર્વમાર્ગેષુ નષ્ટેષુ કલૌ ચ ખલધર્મિણિ, પાષંડપ્રચુરે લોકે કૃષ્ણ એવ ગતિર્મમ. ૧. મ્લેચ્છાક્રાંતેષુ દેશેષુ પાપૈક-નિલયેષુ ચ, સત્પીડાવ્યગ્રલોકેષુ કૃષ્ણ એવ ગતિર્મમ. ૨ ગંગાદિતીર્થવર્યેષુ દુષ્ટૈરેવાવૃતેષ્વિહ; તિરોહિતાધિદૈવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ. ૩ અહંકારવિમૂઢેષુ સત્સુ પાપાનુવર્તિષુ લાભપૂજાર્થયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ. ૪ અપરિજ્ઞાનનષ્ટેષુ મંત્રેષ્વવ્રતયોગિષુ; તિરોહિતાર્થદેવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ. ૫ નાનાવાદવિનષ્ટેષુ સર્વકર્મવ્રતાદિષુ, પાષંડૈકપ્રયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ. ૬ અજામિલાદિદોષાણાં નાશકોડનુભવે સ્થિત: જ્ઞાપિતાખિલમાહાત્મ્ય: કૃષ્ણ એવ ગતિર્મમ. ૭ પ્રાકૃતા: સકલા દેવા ગણિતાનંદકં બૃહત્, પૂર્ણાનંદો હરિસ્તસ્માત્કૃષ્ણ એવ ગતિર્મમ. ૮ વિવેકધૈર્યભક્ત્યાદિરહિતસ્ય વિશેષત: પાપાસક્તસ્ય દીનસ્ય કૃષ્ણ એવ ગતિર્મમ. ૯ સર્વ સામર્થ્ય સહિત: સર્વત્રૈવાખિલાર્થકૃત્; શરણસ્થસમુદ્ધારં કૃષ્ણં વિજ્ઞાપ-યામ્યહમ્. ૧૦ કૃષ્ણાશ્રયમિદં સ્તોત્રં ય: પઠેત્કૃષ્ણસન્નિધૌ, તસ્યાશ્રયો ભવેત્કૃષ્ણ ઇતિ શ્રીવલ્લભોબ્રવીત્. ૧૧

ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રીકૃષ્ણાશ્રયસ્તોત્રં સમાપ્તમ્

# અથ ચતુ: શ્લોકી.

સર્વદા સર્વભાવેન ભજનીયો વ્રજાધિપ: સ્વસ્યાયમેવ ધર્મો હિ નાન્ય: ક્વાપિ કદાચન ।। ૧ ।। એવં સદા સ્મ કર્તવ્યં સ્વયમેવ કરિષ્યતિ, પ્રભુ: સર્વસમર્થો હિ તતો નિશ્ચિન્તતાં વ્રજેત્ ।। ૨ ।। યદિ શ્રી ગોકુલાધીશો ધૃત: સર્વાત્મના હૃદિ:

તતઃ કિમપરં બ્રૂહિ લૌકિકૈર્વૈદિકૈરપિ. ॥ ૩ ॥ અતઃ સર્વાત્મના શશ્વદ્ગોકુલેશ્વરપાદયોઃ, સ્મરણં ભજનં ચાપિ ન ત્યાજ્યમિતિ મે મતિઃ ॥ ૪ ॥ ઈતિશ્રી ચતુઃશ્લોકી ॥

# અથ શ્રી સિદ્ધાન્તરહસ્ય

શ્રાવણસ્યામલે પક્ષે એકાદશ્યાં મહાનિશિ;
સાક્ષાદ્ભગવતા પ્રોક્તં તદક્ષરશ ઉચ્યતે. ૧

બ્રહ્મસંબંધકરણાત્સર્વેષાં દેહજીવયોઃ
સર્વદોષનિવૃત્તિર્હિ દોષાઃ પંચવિધાઃ સ્મૃતાઃ ૨

સહજા દેશકાલોત્થા લોકવેદનિરૂપિતાઃ
સંયોગજાઃ સ્પર્શજાશ્ચ ન મન્તવ્યાઃ કથંચન ૩

અન્યથા સર્વદોષાણાં ન નિવૃત્તિઃ કથંચન
અસમર્પિતવસ્તૂનાં તસ્માદ્વર્જનમાચરેત્. ૪

નિવેદિભિઃ સમર્પ્યૈવ સર્વં કુર્યાદિતિ સ્થિતિઃ
ન મતં દેવદેવસ્ય સામિભુક્તસમર્પણમ્. ૫

તસ્માદાદૌ સર્વકાર્યે સર્વવસ્તુ સમર્પણમ્;
દત્તાપહારવચનં તથા ચ સકલં હરેઃ ૬

ન ગ્રાહ્યમિતિ વાક્યં હિ ભિન્નમાર્ગપરં મતમ્;
સેવકાનાં યથા લોકે વ્યવહારઃ પ્રસિદ્ધ્યતિ. ૭

તથા કાર્યં સમર્પ્યૈવ સર્વેષાં બ્રહ્મતા તતઃ
ગંગાત્વં સર્વદોષાણાં ગુણદોષાદિવર્ણના. ૮

ગંગાત્વેન નિરૂપ્યા સ્યાત્તદ્વદત્રાપિ ચૈવ હિ. ૯

ઇતિશ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રી સિદ્ધાન્તરહસ્યં સંપૂર્ણમ્.

# श्री नामामृतं स्तोत्रम्

## श्रीबालकृष्णात्मज श्रीद्वारकेश-विरचितम्

यत्पादाब्जरजोध्यानात् फलितं यत्र मे मनः ।
तमहं सर्वदा वन्दे बालकृष्णं व्रजेश्वरम् ॥ १ ॥
तन्नामानि च वक्ष्यामि ह्यष्टोत्तरशतानि च ।
देवः श्रीबालकृष्णश्च, ऋषिः श्रीद्वारकेश्वरः ॥ २ ॥
छन्दोनुष्टुप् कृपाबीजं सिद्धिस्तत्र दिदृक्षया ।
श्रीवल्लभपदाम्भोजसेवनं शक्तिरुच्यते ॥ ३ ॥
अस्त्रं नामात्मकं वक्ष्ये ध्यानं श्री विट्ठलात्मजः ।
दीनताभावसहितो विनियोगः प्रकीर्तितः ॥ ४ ॥
बालकृष्णः कृपापारो विट्ठलेश-प्रियात्मजः ।
रुक्मिणीकुक्षिसंभूतः कृष्णलीला–विशारदः ॥ ५ ॥
सत्यवाक् भक्तिमान् दक्षः द्वारकेश–रतिप्रदः ।
महाराजाधिराजश्च गोस्वामी कृष्णसेवकः ॥ ६ ॥
नगराजचरो वीरः सुष्टुग्रन्थ–प्रकाशकः ।
वाणीपति र्व्रजपतिः कमलानायकः प्रभुः ॥ ७ ॥
गोकुले यमुनातीरे प्रासाद–स्थापको गुरुः ।
द्वारकेशस्य सेवायां करद्वयनियोजितः ॥ ८ ॥
सदाचारैकसन्निष्ठः भ्रूविलासजितस्मरः ।
गुञ्जावनात् प्रियां प्राप्य तदुद्वाह–प्रवर्तकः ॥ ९ ॥
गोवर्द्धनशिलायुग्मशालिग्राम–प्रपूजकः ।
पितृपैतामहमहत्पादुकासेवने परः ॥ १० ॥

स्वस्वरूपं बालकृष्णं प्रेंखपर्यंकरोपितः ।
यशोदावेशधारी च बाललीला–फलप्रदः ॥ ११ ॥
नवनीतप्रियास्ये तु स्तनात् दुग्धप्रपूरकः ।
मातृभावप्रहर्षेण लौकिकानन्दविस्मृतिः ॥ १२ ॥
पितुराशीर्वचः प्राप्तः श्रीमान् श्रीविठ्ठलाकृतिः ।
महोत्सवरसासक्तः परमानन्ददायकः ॥ १३ ॥
वैश्वानरकुलोद्भूतो महात्मा लोकविग्रहः ।
षडात्मजपिता धर्मी वीर्यरूपः पतिः सताम् ॥ १४ ॥
कृष्णाधरसुधाधारः श्रीभागवतभावदः ।
स्वपित्रोदितग्रन्थस्य भाष्यकर्ता विचक्षणः ॥ १५ ॥
कृष्णनामोपदेष्टा च ब्रह्मसम्बन्धदानदः ।
अर्थिवांछाकल्पवृक्षः पित्राज्ञापरिपालकः ॥ १६ ॥
दर्शनार्त्तिहरो गोप्ता तैलङ्गकुलभास्करः ॥
स्वरूपलज्जितानङ्गः श्रीवृन्दावनचन्द्रमाः ॥ १७ ॥
पितृभक्तिप्रदः श्यामसुन्दरः कञ्जलोचनः ।
भावसेवाप्रवक्ता च व्रजयात्रापरायणः ॥ १८ ॥
सुखदाता भक्तिदाता प्रेम्णा स्वासक्तिबोधकः ।
पुष्टिमार्गीयभक्तानां सेव्यः स्वोद्धारकारकः ॥ १९ ॥
ऊर्ध्वपुण्ड्रधरो भव्यो षड्मुद्राङ्कितमस्तकः ।
भक्तातिरिक्तमार्गस्य शास्त्रात्तद्ग्रन्थखण्डनः ॥ २० ॥
शास्त्रभूषितसर्वाङ्गो शुद्धाद्वैतप्रपण्डितः ।
ज्येष्ठभ्रातृप्रियो धीरः श्रृंगाररससागरः ॥ २१ ॥

आचार्यो दीक्षितो भोक्ता कथानियमधारकः ।
जितेन्द्रियो वेदवन्द्यः सदाभक्तजनैर्वृतः ॥ २२ ॥
कामकेतुर्भक्तिहेतुः पुष्टिसूतरसात्मकः ।
रासलीलारसाविष्टः प्रफुल्लमुखपङ्कजः ॥ २३ ॥
पुत्रपौत्राद्यवृतश्च दुःखदारिद्र्यभञ्जकः ।
अनेकवैभवयुतोऽनपेक्षः प्राणवल्लभः ॥ २४ ॥
व्रजवासोत्सुकः सिद्धो विद्युदम्बरशोभितः ।
स्वान्तरङ्गीयभक्तानां मार्ग-सिद्धान्तबोधकः ॥ २५ ॥
संसारभीतेस्त्राता च गोविप्र-प्रतिपालकः ।
स्वात्मजे पादसेवाज्ञः भक्तद्रुमविहंगमः ॥ २६ ॥
व्रजस्त्रीहृदयस्थायी स्वोजस्वी वल्लभाग्रजः ।
राजसेव्यो देवसेव्यो भक्तसेव्यपदाम्बुजः ॥ २७ ॥
इति श्रीबालकृष्णस्य नाम्नामष्टोत्तरं शतम् ।
सर्वापराधशमनं कृष्णभक्तिप्रदायकम् ॥ २८ ॥
नामामृतमिदं स्तोत्रं यः पठेद्धरिसन्निधौ ।
गरीयान् पुष्टिमार्गी स्याद् भक्तिर्भवति सात्त्विकी ॥ २९ ॥
नामोच्चारैकमात्रेण सर्वत्र विजयी भवेत् ।
इयं श्रीद्वारकेशस्य कृतिर्विजयतेतराम् ॥ ३० ॥

**इति श्रीबालकृष्णात्मजद्वारकेशविरचितं नामामृतस्तोत्रं समाप्तम्**

# ઉત્સવોની નામાવલી

| | |
|---|---|
| શ્રીજન્માષ્ટમી | શ્રાવણ વદિ ૮ અષ્ટમી |
| નંદમહોત્સવ તથા શ્રીવ્રજભૂષણજી નો ઉત્સવ | શ્રાવણ વદિ ૯ નવમી |
| શ્રીગિરિધરલાલજી નો ઉત્સવ | ભાદ્રપદ સુદ ૨ દ્વિતીયા |
| રાધાષ્ટમી | ભાદ્રપદ સુદ ૮ અષ્ટમી |

| | | | | |
|---|---|---|---|---|
| શ્રીગિરિધરલાલજી મહારાજ નો ઉત્સવ | ભાદ્રપદ | સુદ | ૯ | નવમી |
| શ્રીવામનજયંતિ | ભાદ્રપદ | સુદ | ૧૨ | દ્વાદશી |
| તૃતીયપુત્ર શ્રીબાલકૃષ્ણજીનો ઉત્સવ | ભાદ્રપદ | વદી | ૧૩ | ત્રયોદશી |
| શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજકૃત સં. ૧૯૪૨ છપ્પન ભોગનો ઉત્સવ. | આશ્વિન | સુદ | ૧૩ | ત્રયોદશી |
| શ્રીગિરિધરલાલજી મહારાજ નો ઉત્સવ | આશ્વિન | વદી | ૫ | પંચમી |
| શ્રી ચિ૦ પુરૂષોત્તમજીનો ઉત્સવ તથા શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજ ગાદીએ વિરાજયા | આશ્વિન | વદી | ૭ | સપ્તમી |
| શ્રીગિરિધરજી નો ઉત્સવ | કાર્તિક | વદી | ૮ | અષ્ટમી |
| શ્રીગોકુલનાથજીનો ઉત્સવ | કાર્તિક | વદી | ૧૪ | ચતુર્દશી |
| શ્રીવ્રજભૂષણજી નો ઉત્સવ | માર્ગ | સુદ | ૨ | દ્વિતીયા |
| શ્રીમથુરેશજી તથા શ્રીદ્વારકાધીશજી કાંકરોલીમાં ( શ્રીબાલકૃષ્ણલાલજી કૃત ) આઠ દિવસ સાથે બિરાજ્યાનો ઉત્સવ. | માર્ગશીષ | સુદ | ૪ | ચતુર્થી |
| શ્રીપુરૂષોત્તમજીકૃત છપ્પન ભોગનો ઉત્સવ | માર્ગશીષ | વદી | ૭ | સપ્તમી |
| શ્રીગુસાંઇજી શ્રીવિઠ્ઠલનાથજીનો ઉત્સવ | માર્ગશીષ | વદી | ૯ | નવમી |
| શ્રીવિઠ્ઠલનાથજીનો ઉત્સવ | માર્ગશીર્ષ | વદી | ૧૪ | ચતર્દશી |
| શ્રીગિરિધરલાલજી ગાદી વિરાજ્યા | માઘ | વદી | ૪ | ચતુર્થી |
| શ્રીનાથજીનો પાટોત્સવ | માઘ | વદી | ૭ | સપ્તમી |
| શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજકૃત ( સં. ૧૯૫૧ ) છપ્પન ભોગનો ઉત્સવ | ફાલ્ગુન | વદી | ૧૦ | દશમી |
| શ્રીવ્રજભૂષણજી નો ઉત્સવ | ચૈત્ર | સુદી | ૮ | અષ્ટમી |
| રામનવમીનો ઉત્સવ | ચૈત્ર | સુદી | ૯ | નવમી |
| શ્રીભાભીજી મહારાજકૃત ( સં. ૧૯૮૦ ) છપ્પન ભોગનો ઉત્સવ | ચૈત્ર | સુદી | ૧૫ | પૂર્ણિમા |
| શ્રીનવનીતલાલ શ્રીદ્વારિકાધીશજી તથા શ્રીમથુરેશજી નાથદ્વારામાં શ્રીદ્વારકાધીશજીના મંદિરમાં એક સિંહાસન ઉપર વિરાજ્યા તેનો ઉત્સવ. | ચૈત્ર | વદી | ૭ | સપ્તમી |
| શ્રીમહાચાર્ય શ્રીવલ્લભાધીશ પ્રભુનો ઉત્સવ | ચૈત્ર | વદી | ૧૧ | એકાદશી |

| | | | | |
|---|---|---|---|---|
| શ્રીપુરુષોત્તમજીનો ઉત્સવ | વૈશાખ | સુદી | ૧ | પ્રતિપદ |
| નૃસિંહજયન્તી તથાં શ્રીદ્વારકેશજીનો ઉત્સવ | વૈશાખ | સુદી | ૧૪ | ચતુર્દશી |
| શ્રીબાબીજી મહારાજકૃત ( સં. ૧૯૭૬ ) છપ્પન ભોગનો ઉત્સવ | વૈશાખ | કૃષ્ણ | ૫ | પંચમી |
| શ્રીવ્રજનાથજીનો ઉત્સવ | જ્યેષ્ઠ | સુદી | ૭ | સપ્તમી |
| ચિ૦ શ્રીદ્વારકેશલાલજી ( શ્રીબાલકૃષ્ણલાલજીના જ્યેષ્ઠ પુત્ર ) નો ઉત્સવ | જ્યેષ્ઠ | વદી | ૬ | ષષ્ઠી |
| શ્રીદ્વારકાધીશનો પાટોત્સવ | અષાઢ | સુદી | ૫ | પંચમી |
| શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજશ્રીનો ઉત્સવ | અષાઢ | વદી | ૧૩ | ત્રયોદશી |
| પવિત્રાદ્વાદશી | શ્રાવણ | સુદી | ૧૨ | દ્વાદશી |

## શ્રીતૃતીયપીઠના અત્યાર સુધીના તિલકાયિત મહારાજશ્રીયોની નામાવલી.

### સંવત, માસ ( વ્રજ ) સાથે.

| | નામ. | વિક્રમ સંવત. | માસ. | | તિથિ |
|---|---|---|---|---|---|
| ૧ | ગો. શ્રીબાલકૃષ્ણજી | ૧૬૦૬ | આશ્વિન | કૃષ્ણ | ત્રયોદશી |
| ૨ | ,, શ્રીદ્વારકેશજી | ૧૬૨૯ | વૈશાખ | શુકલ | ચતુર્દશી |
| ૩ | ,, શ્રીગિરિધરલાલજી પ્ર૦ | ૧૬૬૨ | માર્ગશીષ | કૃષ્ણ | અષ્ટમી |
| ૪ | ,, શ્રીવ્રજભૂષણજી પ્ર૦ | ૧૭૦૦ | ભાદ્રપદ | કૃષ્ણ | નવમી |
| ૫ | ,, શ્રીગિરિધરલાલજી દ્વિ૦ | ૧૭૪૫ | કાર્તિક | કૃષ્ણ | પંચમી |
| ૬ | ,, શ્રીવ્રજભૂષણજી દ્વિ૦ | ૧૭૬૫ | માર્ગશીર્ષ | શુકલ | દ્વિતીયા |
| ૭ | ,, શ્રીવિઠ્ઠલનાથજી | ૧૮૧૧ | પોષ | કૃષ્ણ | ચતુર્દશી |
| ૮ | ,, શ્રીવ્રજભૂષણજી તૃ૦ | ૧૮૩૫ | ચૈત્ર | શુકલ | અષ્ટમી |
| ૯ | ,, શ્રીપુરૂષોત્તમજી | ૧૮૪૭ | વૈશાખ | શુકલ | પ્રતિપત્ |
| ૧૦ | ,, શ્રીગિરિધરલાલજી ચ૦ | ૧૮૯૮ | ભાદ્રપદ | શુકલ | દ્વિતીયા |
| ૧૧ | ,, શ્રીબાલકૃષ્ણલાલજી | ૧૯૨૪ | શ્રાવણ | કૃષ્ણ | ત્રયોદશી |
| ૧૨ | ,, શ્રીદ્વારકેશલાલજી | ૧૯૬૪ | આષાઢ | કૃષ્ણ | ,, |
| ૧૩ | ,, શ્રીવ્રજભૂષણલાલજી ચ૦ | ૧૯૬૮ | ફાલ્ગુન | કૃષ્ણ | દ્વિતીયા |

શ્રીગોકુલનાથજીકે વચનામૃત પ્રજકે માસસું દેખનો. તીજ તેરસ ઓર પાંચમ પુનમ એક. ચૌદસ અમાવસ તજની, યા વચનામૃતપેં વિશ્વાસ રાખિકે પ્રયાણ કરે તો મનોરથ સિદ્ધિ હોય.

| પો. | મા. | ફા. | ચૈ. | વૈ. | જે. | અ. | શ્રા | ભા | આ | કા. | મા. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | અહોત સુખ હોય, કલેશ ન હોય, અર્થ પૂર્ણ હોય. |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | મહાભારત હોય, અશુભ, જીવનાશ હોય. |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | અર્થ પૂર્ણ હોય, મનોરથ સિદ્ધિ હોય કામના પૂર્ણ હોય. |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | કલેશ હોય, જીવનાશ હોય, કુશલસું ઘર નહિ આવે. |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | વસ્તુલાભ હોય મિત્ર મિલે, વ્યાધિ મિટે, લાભ હોય. |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | મહાચિંતા હોય, વિયોગ હોય, કદાચિત્ ઘર આવે. |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | સૌભાગ્ય પાવે, રત્નસહિત ભલીભાંતિસું ઘર આવે. |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મિલવો નહોય, અહોતખુરોહોય, જીવનાશ હોય, દુખપાવે |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | આશા પૂર્ણ હોય, સૌભાગ્ય પાવે, કામના સિદ્ધ હોય. |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | સૌભાગ્ય પાવે, દિન અહોત લગે, કુશલસું ઘર આવે. |
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | કલેશ હોય, જીવનાશ નહિ, સૌભાગ્ય પાવે નહિ. |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | માર્ગમેસિદ્ધિહોયમિત્રમિલેવિઘ્નમિટે, ધનકો શિઘ્ર લાભહોય, |

## विद्याविभाग कांकरोलीद्वारा प्रकाशित पुस्तक

| | | |
|---|---|---|
| १ | विधवाविवाहखण्डन (बुर्हानपुर शास्त्रार्थ) (हि.) | ०—४— |
| २ | सनातनधर्म (हि.) .... .... | ०—१— |
| ३ | पुष्टिमार्गीय वैष्णवोनुं आह्निक (गु.) .... | ०—१— |
| ४ | मङ्गलमणिमाला (१ से १४ तक) (हि. सं.) | ०—४— |
| ५ | कविताकुसुमाकर भाग १ ( हि. सं. ) .... | ०—८— |
| | ,, ,, २ ,, ,, .... | ०—८— |
| ६ | कनकाभिषेक (गु.) .... | ०—१—० |
| ७ | दोलोत्सवव्यवस्था ,, अप्राप्य ... | ०—२—० |
| ८ | साम्प्रदायिकग्रन्थसूची ,, .... .... | ०—८—० |
| ९ | साम्प्रदायप्रदीप(હિન્દી ગુજરાતી અનુવાદ સાથે) | १—८—० |
| १० | रसिक रसाल (हि.) ... .... | १—८—० |
| ११ | कांकरोली और आपकी यात्रा (हि.) अप्राप्य | ०—१—६ |
| १२ | "कांकरोली" श्रीद्वारकाधीशकी प्राकट्यवार्ता, कांकरोलीका इतिहास, सेवाशृङ्गार प्रणाली, कीर्तनप्रणालिका | ६—०—० |
| १३ | प्राचीन वार्ता रहस्य प्र० (हि. गु. सं.) .... | १—०—० |
| १४ | कांकरोली दिग्दर्शन (हि.) .... .... | ०—१—६ |

### शीघ्र प्रकाशित होनेवाले ग्रन्थ

१५ विट्ठलेश चरितामृत ('प्रभुचरित्र चिंतामणि'के साथ) गु. सं.

१६ प्राचीनवार्ता रहस्य (द्वि.) अष्टसखा .... (हि.)

ધી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ, રતનપોળ, સાગરની ખડકી—અમદાવાદ
મુદ્રક : શા. કેશવલાલ સાંકળચંદ.